# બે બહેનો.



બુકસેલર સાકરલાલ બુલાખીદાસ. અમદાવાદ.

એક સાંસારિક નવલકથા

# બે બ્હેનો.


પ્રકાશક.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ

રીચીરોડ-અમદાવાદ.

આવૃત્તિ પહેલી  પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૪  સને ૧૯૨૮

કીંમત રૂ. ૦-૮-૦.

એક સાંસારિક નવલકથા.

# બે બ્હેનો.

"જે કરશે તે ભરશે કોઈ શું કહેશે!
"બાવળ વાવીને આમ્રસ્વાદ કેમ લેશે?
"કૌવચ સંગતથી રંગત શું રહેશે!?
"ચંદન ખંડનથી ગંધ અખંડન વહેશે."

ડા. ધો. ઝવેરી.

## પ્રકરણ ૧ લું.

### યુવાવસ્થા.

ભુલાવતી જન ભાન, સાન ત્યમ જરી ન રાખે
કરણી જુદી હોય, કહેણી જુદીજ ભાખે;
કરે સાહસિક કૃત્ય, બની જગ લાજવિનાની,
અપારવિજયી યુવા, યુવતીને કરે દિવાની.




યંકાળના ચાર વાગી ગયા છે. આકાશ વાદળથી છવાએલું છે, પુષ્પોની સુગંધથી શીતળ થયેલો સમીર મંદમંદ ગતિએ વહન કરતો દિવસના શ્રમથી થાકી ગયેલાંઓને પુનઃ ઉત્તેજીત કરી રહ્યો છે એવે વખતે રમ્ય **રાજનગરની આસ્તોડિયાની** સડક ઉપર આવેલા એક સુંદર બંગલામાં સોળ વર્ષની એક તરૂણી પોતાના કપોલ ભાગ ઉપર હાથ લગાડી ચિંતામગ્ન બેઠેલી જણાય છે. સ્હામે મેજ ઉપર એક ન્હાનું ટાઇમપીસ ( ઘડીયાળ ) ખટક ખટક અવાજ કરે છે, તેનીજ પાસે એક દર્પણ અને લખવાનો સામાન પડેલો જણાય છે. આ યુવતિ આ બંગલાના દીવાનખાનામાં બેઠી છે, તે દિવાનખાનું ન્હાનું છતાં, દેશી વીદેશી સુશોભીત વસ્તુઓથી વ્યવસ્થાપૂર્વક શણગારાએલું છે. એક બાજુને શોભાવતા કબાટમાં અંગ્રેજી તેમજ દેશી ભાષાનાં વિવિધ વિષયનાં પુસ્તકો ગોઠવાયેલાં નજરે પડે છે. સ્હામેના એક બીજા મેજ ઉપર પણ પુસ્તકોની હાર ગોઠવેલી જણાય છે. આ રમણી ઘડીમાં તે પુસ્તકો ઉઘાડી જુએ છે, તો ઘડીમાં, વળી લખવાની ઇચ્છાથી હાથમાં હોલ્ડર પકડી વિચારમાં પડી જાય છે; વળી એટલામાં દર્પણમાં મ્હોં નજરે પડતાં પોતાના વિખરાતા વાળ સમારે છે. આ વખતે જો કોઇ પણ માણસ એકાએક એ દિવાનખાનામાં જઇ ચઢે, તો તેને તરત સમજાઈ જાય કે આ યુવતિને આજે કોઇ રીતે ચેન પડતું નથી. નથી એને ગમતું લખવું કે નથી ગમતું બેસી રહેવું. એની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે તેમ છે કે, આજે તે કોઇ ગંભીર ચિંતા નિમગ્ન છે. ઘડીમાં તેની આંખમાંથી ગરગર આંસુ પડે છે, તો ઘડીમાં તે

ક્રોધથી રક્ત બને છે. જાણે ક્રોધ આવ્યું! એમ શંકા કરી વચ્ચે વચ્ચે તે ચમકી પણ ઉઠે છે. એવામાં એકાએક સ્ફુરી આવેલા વિચારોથી તેનું હૃદય ઉભરાયું, જે વિચારોથી તેનું અંતઃકરણ અત્યાર-સુધી ડામાડોળ થયા કરતું હતું, તે વિચારો હવે તેના મુખમાંથી બહાર પડવા લાગ્યા. હું મનમાં વિચાર કરૂં છું કે મોટે બોલું છું તેની પણ કાળજી ન રાખતાં તે બડબડવા લાગી:—

"પિતાજીનું ધારવું એવું છે કે હજી હું બાળક છુ, પણ ના, હવે તો હું યુવાન થઇ. દુષ્ટ અનંગ મારા અંગને પીડે છે. નથી મને દિવસમાં વળતું ચેન, કે નથી આવતી રાત્રિએ નિંદ્રા,......... પુરૂષ તો એ પણ ઠીક છે, ધનાઢ્ય છે, ઉમ્મર પણ ત્રીસ બત્રીસ વર્ષની છે, તેમ કોઇ રીતે કદરૂપો પણ નથી. સ્વભાવનો પણ સારો જણાય છે; પરંતુ અહા! કોણ જાણે કેમ?! જ્યારથી પેલી મુર્તિ મારી નજરે પડી છે ત્યારથી આ મન પાણી પાણી થઈ જાય છે. રાત્રિ દિવસ તેની ભોળી આકૃતિ મારાં ચક્ષુ આગળ ખડી જ રહે છે, જો કે તે પુરૂષ બહુ ભણ્યોગણ્યો તો લાગતો નથી, તેમ તેની પાસે દ્રવ્ય પણ જણાતું નથી, તો પણ પ્રેમ એ શું છે તે, તે સારી પેઠે જાણે છે. મારી ઇચ્છા એમ થાય છે કે જાણે તેને મારા સ્વામી તરીકે સ્વીકારૂં. જે ઉપર ઉપરથી મીઠી મીઠી વાતો કરે છે પરંતુ મનના મેલા હોય છે તે પરિણામે સારા નથી નીકળતા. તેથી એમ ન થવું જોઇએ કે, આ પ્રેમના પરિણામે મારે જ કષ્ટ સહન કરવું પડે. અત્યાર સુધીમાં અનેક પુરુષોએ મારી સાથે લગ્ન કર-વાની ઇચ્છા જણાવી છે, મ્હોટા મ્હોટા મારી ખુશામત કરે છે હું પણ આ નવી સભ્યતાને અનુસરતાં તેમની સાથે (સ્નેહબંધન) **કોર્ટશીપ** કરતાં કરતાં થાકી ગઇ. કોર્ટશીપ એ પણ અર્ધું લગ્ન

થયા સમાન જ છે. પછી બાકી શું રહ્યું ! ?. હશે જે થવાનું હશે તે થશે. પણ આ બેમાંથી કયાને પસંદ કરવો ? આ કરતાં તો બળ્યું એ રીત સારી કે માતાપિતા સારી રીતે તપાસ કરી કારવી, વિવાહ કરે, મારા જેવી કાચી ઉમ્મરની બાળકીઓ કયો પતિ સારો કે કયો પતિ નઠારો તેનો નિશ્ચય શી રીતે કરી શકે ? મારા પિતા કેટલાંક સ્નેહી સંબંધી–સગાંસાગવાંને તરછોડી આમ એક સુધારાના સાથી બન્યા તે ખરૂં જોતાં તો યોગ્ય ન કર્યું. જો હું દાદાને ત્યાં રહેતી હોત, તો જો કે મનગમતો વર તો મેળવી ન શકત, તો પણ ક્યારનોએ મારો વિવાહ થઇ ગયો હોત, અત્યારસુધીમાં તો કદાપિ એક બે બાળક પણ થયાં હોત. હજુએ પિતા તો હઠ છોડતાજ નથી, મારી અવસ્થા ચાલી જાય છે અને તે તો હજુ બે વર્ષ પછી વિવાહ કરવો એમ ધારે છે. આમ જ્યારે છાનીમાની લગ્ન કરવા ધારૂં છું તો બેમાંથી કયા પુરુષને પસંદ કરવો તેની ગડભાંગ ચાલે છે; ત્યારે પોતાની હઠ જૂદાજ પ્રકારની છે. હે હરિ ! હવે, શું કરવું ? ખરે, હવે જો પિતાજી દુરાગ્રહ નહીં છોડે તો પસ્તાવું પડશે. હું તો............”

જો કે લલિતા પોતાના મનમાંજ આ પ્રમાણે વિચારો કર્યાં કરે છે એમ માનતી હતી, છતાં વિચારના આવેશમાં તેને ભાન નહોતું રહ્યું કે તેનો બકબકાટ અન્ય કોઇ સાંભળતું હતું. તે નહોતી જાણતી કે, તેના પિતા મી. મોહનરાય કાંઇ કાર્ય પ્રસંગે જોડેના ઓરડામાંજ આવ્યા હતા અને તે આ વાર્તા સાંભળતા હતા. આ સાંભળતાં તે લાલ પીળા થઇ જઇ હોઠ પીસવા લાગ્યા, એકદમ દિવાનખાનામાં પ્રવેશ કરી તે બોલ્યા:—

“કેમ લલિતા ! મારે શાથી પસ્તાવું પડશે ?”

"કોણ પિતાજી?! તમે અહીં ક્યાંથી!? પધારો. મારાથી શું બકાઇ જવાયું તે મને ખબર નથી."

"કેમ! મારા પ્રશ્નનો ઉત્તર ન આપ્યો કે?"

"પિતાજી! કહેવાયોગ્ય નથી, પરંતુ હવે કહ્યા વગર પણ નથી ચાલવાનું; હવે મારૂં ઠેકાણું કંઇ પાડો, નહીં તો પૂરી હાની થશે. વધારે શું કહું?!"

"પુત્રી! તું ભણેલી છે, તારા વાંચવામાં આવ્યું હશે કે, બાળવયમાં વિવાહ કરવાથી જ આ હિંદુસ્તાન પાયમાલ થયો છે. તે દિવસે લેક્ચરમાં પણ એ વાત નીકળી હતી કે, નાની ઉમ્મરમાં વિવાહ કરવાથી પ્રજા બળવાળી થતી નથી. અમે દેશ સુધારવાનું બીડું ઝડપ્યું છે, અને જો અમે જ નહીં વર્તીએ તો પછી વર્તશે કોણ? અમારૂં કહ્યું પછી કોણ સાંભળશે?! બે વર્ષ તો કાલ જતાં રહેશે. એટલામાં મી. રમણકાન્ત બેરીસ્ટર થઇને પણ આવશે. તેમની સાથે તારે ઠીક પડશે."

"હું તે સર્વ જાણું છું, મેં એ વાતો બહુ લેક્ચરોમાં સાંભળી છે, તેમ પુસ્તકો અને ન્યુસપેપરોમાં પણ વાંચી છે. જાતે પણ દશ બાર વાર આ વિષયપર લખી ચૂકી છું. સ્ત્રીસમાજમાં મેં લેક્ચરો પણ આપ્યા છે; પરંતુ પિતાજી! કહેણી અને કરણીમાં બહુજ તફાવત છે. મારૂં મન કોણ જાણે કેમ ઉછાળા મારી રહ્યું છે, તે હું નથી કહી શકતી. વિહવળતા વધતી જાય છે, હવેજ મને અનુભવ થયો કે યુવાવસ્થામાં વિવાહ કરવાની સલાહ આપનારા લોકો ભૂલ કરે છે."

"લલિતા! જો તું મારૂં કહ્યું નહીં માને તો પસ્તાવું પડશે. પછી જેવી તારી ઇચ્છા."

આમ કહી લલિતાના પિતા ક્રોધ કરી ચાલ્યા ગયા.

લલિતા પુનઃ એકલી પડી. વળી તે પાછી પૂર્વની પેઠે બડ-બડવા લાગી. "અરે પિતાએ એકદમ આ વાર્તા જાણી તે ઠીક ન થયું. હશે પણ ખરે જે થયું તે થયું! તો પણ શું હરકત છે? હવે તે મારા વિચાર સ્પષ્ટ સમજ્યા છે. પાછળથી તે બોલી તો ગયા છે કે જેવી તારી ઇચ્છા હોય તેમ કરજે. હવે શું ફિકર છે?" એટ-લામાં તેની નજર સ્હામેના ટાઇમપીસ ઉપર પડી અને તે બોલી:—

"અરે છમાં માત્ર દશ મિનિટજ બાકી! કેમ વારૂ, હજીલગી તે નહીં આવ્યા? તે સમય ચૂકે તેવા તો નથીજ, પણ કોણ જાણે? તે શા કામમાં રોકાઇ ગયા હશે?!! લાવ જરા બહાર જોઉં તો ખરી કે બાઇસિકલ કોની આવતી જણાય છે? હાં, એ તો એજ. ચાલો હું પણ કપડાં બદલી લઉં. બાઇસિકલ ઉપર સાથે સાથે આજ કાંકરિયે હવા ખાવા જવા નક્કી કર્યું છે." આવું કહેતી લલિતાએ પેટીમાંથી કપડાં કાઢવા માંડ્યાં. ગંજીફ્રાકનો કચ્છો વાળીને પગથી ફુલતો ઘાઘરો પહેર્યો અને બુટ મોજાં ચઢાવતી હતી, એટલામાં બુટનો ખડખડાટ બહાર સંભળાયો. તુરતજ રેશમી સાડી ઓઢી લઇ તેણે તે આવતા પુરૂષનો સત્કાર કર્યો. તે નવા આવનાર પુરૂષે આવી એક ખુરશી ઉપર આસન લીધું અને પોતાની બનાવાની ઇચ્છાથી લલિતાનું રૂપલાવણ્ય જોવા લાગ્યો. લલિતાના ચન્દ્રસમાન મુખ ઉપર કાળી રેશમી સાડી, અને પીળી સાટીનનું વાસ્કુટ શ્વેત કુરતાપર એવી સરસ શોભા આપતાં હતાં કે, જાણે રંગી વિરંગી વાદળે શરચ્ચંદ્રને ઘેર્યો ન હોય!! દાડમ કલીસમ દીપતા દાંતો, હરિણના બચ્ચાની આંખ્યોની પેઠે જોતાં જ વિનામુલ્યે સેવક બના-વનારાં તેનાં ચક્ષુઓ, પોપટની ચાંચસમાન નાસિકા, ભરાવદાર તર-

થયેલા કપોલભાગ, ચિત્તાસમાન પાતળી કમર, ધસી આવેલી તેની છાતી, અને સર્વાંગે સુંદર આ પરમ રમણીને જોતાં આવેલા મનુષ્યનું ચિત્ત ઠેકાણે ન રહ્યું. લલિતાનો ઓરડો બંગલાના એક બાજુ ઉપરના ભાગ ઉપર આવેલો હોવાથી જાણે તે કેવળ સ્વતંત્ર મકાનરૂપ હતો. સુધરેલા રીવાજ પ્રમાણે સ્નેહી સંબંધીઓને મળવાની લલિતાને છુટ હતી અને તેથી તેના મિત્રો અને સહાધ્યાયીઓ તેને મળવા બારોબારજ આવતા.

"આપના વસ્ત્ર પહેરવાના સમયે હું અંદર ચાલી આવ્યો તે કાર્ય મેં સભ્યતાની વિરૂદ્ધનું તો કર્યું, પણ મને ક્ષમા આપશો એવી આશા છે." તે નવા આવનાર પુરુષે સવિનય કહ્યું.

"સભ્યતાના નિયમો લોકોને બતાવવા માટેજ છે. એકાન્ત શિવાય કાંઇ કૉર્ટશીપ ઓછી જ થઇ શકે છે? જેથી ફરી આપ... ......" હસતાં હસતાં આ વાકય કહી લલિતા છાની રહી ગઇ.

"આ વાકયની સાથે આપના હસવાથી મારી આશા દઢ થતી જાય છે. હવે તો વ્હાલાં કહી તમને સંબોધુ એવી આજ્ઞા આપો.

"હું હજી આપને ડીસાઇડેડ (નિશ્ચપૂર્વક) કાંઇ કહી શકતી નથી; પરંતુ મારા મનનું વલણ આપની તરફ વધારે છે. આજ કાલ બે મનુષ્યોના સ્નેહની પરસ્પર લઢાઇ ચાલે છે. મનમાં તેનો જસ્ટીસ (ન્યાય) થાય છે. જે તેમાં જીતશે તેની હું થવાની."

"હું સદા આપની સેવામાં તૈયાર છું. ગાતાં મને સારૂં આવડે છે. પીઆનો, હાર્મોનિયમ આદિ વાજીંત્રો વગાડવાનું જ્ઞાન તો મને સ્વભાવસિદ્ધજ છે. મારી પાસે દ્રવ્ય નથી પણ તેની શી ફીકર છે?

આપની પાસે ક્યાં તેનો ટોટો છે? પ્રેમને અને દ્રવ્યને શો સંબંધ છે?"

આનો કાંઇ પણ ઉત્તર ન દેતાં ચિન્તાતુર મુખે લલિતા એક હાથે રૂમાલથી પોતાના પગમાં પહેરેલા બુટને સાફ કરતી બહાર નીકળી. નોકરે બાઇસિકલ સાફસુફ કરી તૈયાર જ રાખી હતી. બન્ને પોતપોતાની બાઇસિકલઉપર બેસી, રસ્તે મનુષ્યોથી બચવા બચાવવા ઘંટડીઓ વગાડતાં વગાડતાં આખરે હવાખાવા માટે સૂર્યાસ્ત સમયે કાંકરિએ પહોંચ્યાં.

લલિતાના પિતાનો એક બીજો નોકર પ્રથમથીજ અત્રે આવેલો હતો. બન્ને પોતાની બાઇસિકલો તેને આપીને પરસ્પર હાથ મેળવીને પગથીઉપર ધીમે ધીમે ચાલવા મંડ્યાં. પવનનો વેગ ઘણો હતો, કાંકરિયાનાં પાણીના તરંગો કીનારાના પત્થર સાથે અથડાઇ ઉંચે ઉછાળા મારી રહ્યાં હતાં, શીતળ પવન કપડાં ઉડાડતો, શીતકાલનું સ્મરણ આપતો, સુસવાટાબંધ વાતો હતો. પારસી સ્ત્રીપુરૂષ, અંગ્રેજ સાહેબ અને મડમ, તેમજ અન્ય દેશી મનુષ્યો નગીનાવાડીમાં આમ તેમ ફરતાં વાયુનું સેવન કરતાં હતાં. લલિતા પોતાની સાથે પ્રેમ બાંધવા ઇચ્છનાર મી. પ્રભાકરને સાથે લઇ એક એકાંત બેન્ચ (પાટલી) ઉપર જઇ બેઠી. બન્નેએ પ્રેમની વાર્તા છેડી. પ્રભાકર સદા સેવા કરવાનું વચન આપતો ચાલ્યો. જ્યારે વાતો વાતમાં જરા પણ લલિતા હસતી તો તેનું મન ભરાઇ જતું અને જરા પણ જો રોષ દર્શાવતી તો તેનો જીવ બળી જતો પ્રભાકરે વાર્તામાં બીજે દિવસે પણ મળવાની ઇચ્છા બતાવી. તે દિવસે લલિતાને એક બીજા મિત્રને મળવાનું હતું. પરમ દિવસે નક્કી મળીશું એવો

 

નિશ્ચય થયો. પ્રભાકરે જાણી જોઇને એક હીરાની વીંટી લલિતાના આગળ સરકાવી પાડી.

"હાં, એ તો હીરાની વીંટી છે. ગજવામાંથી રૂમાલ કાઢતાં નીકળી પડી. મનુષ્ય તો શું પણ નિર્જીવ ધાતુપાષાણને ખેંચવાની પણ આપનામાં તો શક્તિ જણાય છે! જુઓ તો ખરાં આ ન્હાનકડી વીંટી પણ મારી પાસેથી જતી રહીને આપનું શરણ લેવા ઇચ્છે છે."

"એ, આપે કેવી રીતે જાણ્યું? આ વીંટીને ને મારે શો સંબંધ છે? લ્યો, હવે સંભાળીને રાખો કે તે ફરીથી પડી નહીં જાય."

"શું હવે પણ હું આપને મારાં નહીં કહી શકું? હવે તો અંગુઠીએ પણ આપનું શરણ લીધું. હવે તેનો અનાદર નહીં કરવો જોઇએ."

"એમાં અનાદર શો? તે આપની ચીજ આપની પાસે જ રાખવી જોઇએ"

"મારી એ એક નિર્જીવ ભેટ છે, તે આપ સ્વીકારશો."

"જો કે પિતાજી અપ્રસન્ન થશે તો પણ ન લઉં તો આપને દુ:ખ લાગે, માટે હું તે લઉં છું. લાવો, વારૂ, આપની યાદગીરી રહેશે."

આમ કહી તેણે વીંટી પહેરી લીધી. બન્ને પોતપોતાની બાઇસિકલપર ચઢી વિદાય થયાં. મી. પ્રભાકર, લલિતાને બંગલે પહોંચાડી પોતાના ઘર તરફ ગયા.

# પ્રકરણ ૨ જું.

## પ્રેમતરંગ.

૧

"દવનો દહન! પ્રચંડ પવન!
"પૂરનું વહન!–પ્રેમ રંગ!
"અવર વિચાર! ભસ્મ કરે સાર,
"આકાશે ઉડાવે–ડુબાવે એ!–"

(કુંજ વિહાર.)

૨

મલિન માનતાં નિર્મળ વારિ, વિષયપંકમાં ઝંપાયે,
ઇન્દ્રવારણું ગણી અમરફળ, રૂપ રંગમાં લોભાયે.


"તેની ઇચ્છા તો જણાય છે, પછી ઇચુપચુ થવાનું શું કારણ? કદાપિ હાથ આવેલી છટકી જશે તો!? તેના પિતા પાસે પૈસો તો પુષ્કળ છે, ઠીક મઝા પડશે! દેખાય છે તો ભોળી, ફસી જવાનો સંભવ લાગે છે, પ્રેમના બહાને ફસાવવું એ ઉત્તમ છે. સ્ત્રી પુરૂષોને ફસાવવાને "કૉર્ટશીપ" એ સારી જાળ છે. વાત વાતમાં મેં જણાવી તો દીધું છે કે મારી પાસે પૈસા નથી; પરંતુ હું જુગારી

અને એક નિશાખોર છું, એ વાત જો તે જાણી જશે તો તો પૂરી કમબખ્તી. જલદી કામ પાર પાડવું જોઇએ; નહીં તો ઘડો ફુટી જતાં વાત વણસી જશે. હાથમાં આવેલી બાજી ધૂળ મળશે. આજે જ તેને મળી નક્કી કરી નાંખીને તેને પાણી પાણી કરી નાંખવી ને પીગળાવી લેવી. જો લગ્ન થઇ જાય તો જખ મારે છે જાણે જગ જીત્યા. પછી એ શું કરવાની હતી?! બસ, આજે જ જે તે કરી નાંખવું જોઇએ. આ પ્રમાણે રીડરોડ–સાકરગલી ઉપર આવેલા એક હવાદાર મકાનના બીજે માળે એક ઓરડામાં મી. પ્રભાકર વિચાર કરતાં કરતાં એક ન્હાના મેજ પાસે હાથમાં કલમ પકડી કાગળ લખતા બેઠા છે. કાગળ લખવો કે ન લખવો એમ વિચાર થવા લાગ્યા, મન વિચારે ચઢયું, આખરે પત્ર લખવો એવોજ નિશ્ચય થયો અને તેમણે લખ્યું કે:—

"લલિત સુંદરી!

ગઇ કાલે જૂદાં પડતી વખતે આવતી કાલે મળવાનું આપણે નક્કી કર્યું છે, અને તે પ્રમાણેજ કરવા હું બંધાયો છું. તે પ્રસંગે થયેલી વાતચિતથી મને સારા પરિણામની આશા બંધાઇ છે. અને તે આશાથીજ એક ઘણીજ જરૂરી વાતનું આપને સૂચન કરવાનું સાહસ હું કરૂંછું. એક ખાસ ઉપયોગી વિષય સંબંધી મારે આપને કંઇ કહેવાનું છે. મારા કહેવાનો અસ્વીકાર કરવાથી મને અને તમને મ્હોટું નુકસાન થવાનો સંભવ છે. હવે વખત થોડોજ બાકી છે. મારા પત્રના ઉત્તરનો પણ વખત મળે તેમ નથી. હું આપની પાસે રાત્રિએ બરોબર નવ વાગે આવીશ. વખતે તે પ્રસંગે આપ આપના ઓરડામાં એકલાં જ હશો. મારા આવવાથી આપ નાખુશ

નહીં જ થાઓ એમ હું આશા રાખું છું. થયેલી બેઅદબીની ક્ષમા આપશો.

લિ૦

હવે તો ત્હમારોજ સ્નેહાંકિત,

**પ્રભાકર.”**

પત્ર તો લખ્યો, પણ હવે તે મોકલવો કોની સાથે ? તેનો વિચાર ચાલ્યો. શેઠ અને નોકર ચાકર, સર્વમાં મી. પ્રભાકર પોતેજ હતા. જે ઓરડામાં તે રહેતા હતા તે પણ તેમણે ભાડે રાખ્યો હતો. તે પોતે ક્યાંના રહીશ હતા તેમજ તે કેવી સ્થિતિના હતા વગેરે સવિસ્તર હકીકતથી વાંચકોને આગળ પરિચિત કરવાના હોવાથી અત્રે કહેવાની જરૂર નથી. સાહેબ પોતે સડસડાટ નીસરણી ઉતરી સાંરયામ રસ્તા ઉપર આવી ઉભા. પોસ્ટ ઓફીસદ્વારા કાગળ વખતસર પહોંચે એમ નાંખવાનો સમય રહ્યો નહોતો. આમ ચિન્તામાંને ચિન્તામાં જ એક કલાક તો વીત્યો. એટલામાં ગઇ કાલે જે લલિતાનો ચાકર બાઇસિકલો સાચવવા કાંકરિયે સડક ઉપર ઉભો રહ્યો હતો તેજ સ્ટેશનથી પાછાં આવતાં, ધીમે ધીમે ત્યાં થઇને જતાં ત્યાં આવી પહોંચ્યો. ચાર આંખ્યો ભેગી થઇ. સાહેબ આથી ખુશી થઇ ગયા. નોકરને પત્ર આપી તે પત્ર લલિતાને આપવાનું કહ્યું. નોકર ચીઠ્ઠી અને ઈનામનો મળેલો રૂપિયો લઇ ખુશી થતો થતો ચાલ્યો.

લલિતા પત્ર જોતાં ગુસ્સે તો થઇ; પરંતુ પત્ર વાંચતાં તેનો ગુસ્સો ઉતરી ગયો અને સહેજ હસી.

સ્હાડા આઠ વાગે મી. પ્રભાકર તૈયાર થઇ ગયા. સાઇકલ કેપ પહેરી લીધી. સુંદર બનાતનો કોટ ચઢાવ્યો. ગજવામાં ઘડિયાળ અને રૂમાલ પણ લીધાં, અને પાટલૂન પહેરી પોતે બાઇસિકલ ઉપર બેસીને

ઉપજ્યા. બરોબર નવ વાગે લલિતાને ત્યાં આવી પહોંચ્યા. લાલ લાલ ચળકતી તેની આંખ્યો, ગોળ ચહેરો, ઘઉંવર્ણો રંગ, ભૂરી ભૂરી મુછો, હૃષ્ટપુષ્ટ શરીર અને ચઢતી જુવાની—આ સર્વ સ્વાભાવિક રીત્યેજ સ્ત્રીજાતિને આકર્ષે તો તે નવાઇ જેવું નથી. અન્યના ઘરમાં આજ્ઞાવિના ગૃહપ્રવેશ કરવો એ નિયમથી વિરૂદ્ધ તો ખરૂં; પરંતુ પ્રભાકર તો પહેલાં પણ એકવાર એમજ ઘૂસી ગયેલા એટલે આજે પણ તેમણે તેવુંજ સાહસ કર્યું. લલિતા તેને એકાએક આવતો દેખી સહજ લજ્જિત તો થઇ; પરંતુ તેનો ઠાઠમાઠ દેખી મોહ પામી ગઇ અને તેનું મ્હોં મંદમંદ હસ્યું. પ્રચલિત સામાન્ય શિષ્ટાચાર થયા પછી બન્ને એક બીજાની સ્હામે ખુરશી ઉપર બેઠાં.

"આજે અત્યારે કેમ આવવું પડયું? ખુશીમાં તો છોને?" લલિતાએ પ્રસન્ન મુખથી પૃછયું.

"હવે ખુશી રાખવા એ તો આપનાજ હાથમાં છે. કાલે આપણે છુટાં પડયા પછી એક એવા શુભ ખબર મને મળી કે, જે આપને જણાવવાથી આપણ બન્નેને લાભ છે એમ મને લાગ્યું. આજ સુધી હું ગરીબ હતો. અને તેથી આપની સાથે મારો હાથ જોડતાં હું લજ્જા પામતો હતો; પરંતુ હવે તે કાંટો ભાગી ગયો છે. મારા કાકા ગોપાળરાય ભાવનગરમાં એક ધનાઢય શેઠ છે. તેમને સંતતી નથી. તેમણે પોતાની અઢી લાખની સંપત્તિનો મને વારસ બનાવ્યો છે, હવે તે મારો અભ્યાસ પણ બંધ કરવા માગે છે, મારી વૃત્તિ પણ આપ જાણો છો, હવે તો રૂપિયાથીજ ઘર ભરીશું. જો હું આ વખત અહીં ન આવ્યો હોત તો અને કદાપિ મને ગરીબ સમજીને બીજા મનુષ્ય માટે આપનો વિચાર નક્કી કરી દો તો બન્નેને મોટી હાની થાય. ન માનતાં હો તો આ મારા કાકાનો

આવેલો તાર વાંચો" તેણે એક તાર લલિતાના હાથમાં આપ્યો.

"આપના ન આવવાથી અવશ્યન્. આપને તો કદાપિ નુકસાન થાય તેવું હતું પણ મને શું નુકસાન?! તે હું આપના કહેવાથી ન સમજી." લલિતાએ તારને બે ત્રણ વાર વાંચી કહ્યું.

"પરમ દિવસે હું તે કહેવું આપને ભૂલી ગયો હતો. આપના બીજા પ્રેમી મી. રામમોહનરાયની પ્રથમ સ્ત્રી અદ્યાપિ હયાત છે. તે બીચારીને તે સાહેબે મારકૂટ કરી ઘરમાંથી કહાડી મુકી છે. હાલ તો તે પોતે પણ એક વેશ્યાના ફંદમાં ફસાયા છે. હવે આપ જે કરો તે જોઇ વીચારીને કરજો."

"આ વાતની સાબીતી શી? મને આપની બનાવવાને માટે તેની ખોટી નિન્દા તો આપ નથી કરતાને?"

પ્રભાકરે એક પત્ર આપતાં કહ્યું:—"લ્યો આ પત્ર વાંચો, આ સ્ત્રીનો લખેલો પત્ર છે, જામનગરથી તે પોતાના પતિની ઇચ્છા જાણી અત્રે આવી છે ને કાળુપુર **રાજામહેતાની** પોળમાં મારા એક મિત્રના મકાનની પાસે ઉતરી છે. તમારી મળવાની ઇચ્છા હોય તો હું મેળવું."

લલિતાએ આ વાતનો કાંઇ પણ ઉત્તર ન આપતાં પત્ર વાંચવો શરૂ કર્યો.

પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"પ્યારી બ્હેન,

જો કે તમે મને ઓળખતાં નથી તોપણ તમને પત્ર લખવાનું સાહસ હું કરૂં છું. મેં સાંભળ્યું છે કે મારા પતિની સાથે વિવાહ કરી તમે મારાં શોક્ય થવા ઇચ્છો છો. તમે ભણેલાં ગણેલાં અને ડાહ્યાં છો તો જે કાંઇ કરો તેની ચોક્કસ તપાસ કરી, જોઇ વિચારી

કામ કરજો, જો આપને વખત હોયતો મને લખશો તે વખત તમારી પાસે આવી હું મારાં રોદણાં રડીશ. લી.

દુઃખથી પીડાતી,

"કમળા."

પત્ર વાંચતાંજ લલિતાના ભાવ બદલાયા. બહુવાર સુધી તે શાંત વિચાર કરતીજ બેઠી. તેના મનમાં આશા નવા વિચારો જન્મતા શમતા હતા તે તેની પાસે બેઠેલા પ્રભાકરને પણ ખબર ન પડી.

"કેમ આપ એકદમ ચિન્તાતુર થઇ ગયાં. મારા કંઇ અપ-રાધતો નથી થયોને ?"

"ના, ના, આપનો શો અપરાધ ! ! એવું કાંઇ નથી. આપને ને અપરાધને શો સંબંધ ? ! હવે તો હૃદયકોર્ટમાં આપનો પક્ષ સબળ થતો જાય છે."

"એ વાતની તો મને પણ કંઇક આશા પડે છે. પરંતુ આપના ચહેરાઉપર ઉદાસી છવાઇ રહી છે. તેથી જો અડચણ ન હોય તો એક ગ્લાસ પી લઇએ તો સર્વ ચિંતા નીકળી જાય. નિશામાં સંગીત પણ ઠીક લાગશે."

"શું આપ સંગીત પણ જાણો છો ? શું ગાઇ બજાવી જાણો છો. ! ? હાર્મોનિયમ ઉપર ?"

"હા જાણું તો છું; પરંતુ મદ્યવિના ફીકું લાગશે, કેમ આપ બોલતાં નથી ?"

"મારા પિતા એક સુધારક છે. અમારા ઘરમાં પહેલાં તો કોઈ નિશા નહોતું કરતું અરે મદ્યનોતો સ્પર્શ પણ નહોતું કરતું; તેમાં મહા-

પાપ ગણાતું હતું: પરંતુ જ્યારથી મારા પિતા સુધારક તરીકે બહાર પડયા છે અને જ્ઞાતિમાટે અસ્પૃહા રાખે છે, ત્યારથી ઉઘાડે છોગ પીએ છે. પરંતુ મને જાણે સ્વભાવથીજ તેના ઉપર કંટાળો છે. મને તે પસંદજ નથી અને તેથી હું તેનો ઉપયોગ નથી કરતી અને કદાપિ નિશો કરૂં છું તો બે ત્રણ ચાર દિવસ માંદુ પડાય છે."

"જો આપ સહેજ પાણી મેળવીને પછી લેતાં હો, તો તેનો વેગ નરમ પડી જાય. અને પછી તો આપને મ્હોટો આનંદ થવાનો."

લલિતાના ખંડમાં મદ્યનો એક પણ બૅાટલ નહોતો. આથી તે ત્યાંથી ઉઠી અને પોતાના પિતાના ઓરડામાંથી એક બૅાટલ લઇ આવી. નવીન સભ્યતાનુસાર, અરસ્પરસ સ્વાસ્થ્યપાન કરી, પ્રેમરીતિને અનુસરતાં, એકબીજાના પ્યાલા બદલ્યા. બન્ને નિશામગ્ન થયાં, નિશો ચઢવા લાગ્યો; હવે તેમણે સંગીત આરંભવા બન્નેએ મળીને હાર્મોનિયમને ગોઠવીને ઉઘાડયું. સારીગમ બજાવી, પ્રથમ સૂર ઠીક કરી, મી. પ્રભાકરે લલિતાની ઇચ્છાનુસાર ગાવાનું આરંભ્યું:-

* દિલદાર દિદાર દેખાવોરે !
પ્રિયપ્રાણ દિદાર દેખાવોરે !— દિલદાર૦ ૧

તોરે દરસનસર તરસત નયનાં ચકચૂર ચંકાર ચહાવોરે !
દિલદાર દિદાર૦ ૨

વિરહ વહનિ પ્રજળિત આ દેહમાં શીતળ દગથી સુહાવોરે !
દિલદાર દિદાર૦ ૩

હરિ હરિ વલ્લભ વ્યોમ સદેદતિ મુગ્ધ કમળ વિકસાવોરે !

---

* બરવાની ઠુમરી. ( કુંજવિહારમાંથી. )

દિલદાર દિદાર દેખાવોરે
દિલદાર દિદાર દેખાવોરે
પ્રિયપ્રાણુ દિદાર દેખાવોરે,
પ્રિયપ્રાણુ દિદાર દેખાવોરે,

એક પછી એક લલકારી પ્રભાકર ગાવા લાગ્યો. એક ગાયન પૂરૂ થતાં બીજુ ગાયું. વળી મધુર રાગ ચાલ્યો:—

*વાહ ખુબ બની, બની ખુબ બની
નારી ખુબ બની બની ખુબ બની,

રસિક રમણિ, શી સુંદર છે આંખડી, કમળ પાંખડી,
નયનશર અરરરરરર ધસે ઝડપ મુજ ભણીરે—હાહા.

વદન છે શસીસમ રે સુંદર,
ચાલમાં એ ગજગમની ગણી;

શો સુંદર છે શણગાર, મળે જો સુંદર મુજને નાર,
થઇ રહે કદિ એહ દિલદાર, બતાવે પોતેપૂરણ પ્યાર–

હુ ગણું મને ધનભાગ્ય, અરે મહાભાગ્ય,
વસી ગઇરે અંતરમાં સરરરરરર
એ મનમોહિની નાર બની નાગણીરે—હાહા.
વાહ ખુબ બની, બની ખુબ બની—

હારમોનિયમ પર ફરતા મી. પ્રભાકરના હાથની સ્ફુર્તિ, તેનો સુરીલો રાગ અને તેની ગાવાની છટાસાથે સુંદરતા જોઇ નિશામગ્ન થયેલી લલિતા પોતાને સંભાળી ન શકી. પ્રભાકરને ગાહેલ કરી પ્રથમ

---

* સા. ડા. ધો. ઝવેરીકૃત ભોજકુમારમાંથી.

પ્રેમભર્યાં ચક્ષુથી તેના સ્હામે એક કટાક્ષ કર્યું અને હાર્મોનિયમ તેની પાસેથી લઇ પોતે ગાવા લાગી. પ્રથમ તો આ એક સ્ત્રી, તેમાં પણ સુંદરી, અરે એટલું જ નહીં પણ યુવતી અને ગાવા વગાડવામાં નિપુણ; વધારામાં પ્રભાકરને તેણે પ્રથમથીજ પ્રેમપાશે બાંધેલો, આથી પ્રભાકર આનંદમગ્ન થઇ ગયો. સુંદરીના ગાવાનો આરંભ થતાં, પ્રભાકર તો શું પણ ઓરડાની બાજુ વસતાં હલકી વર્ણનાં આડોસી પાડોસી સર્વ, પણ, પોતાનું ખાવું પીવું છોડી દઇ ગાયન સાંભળવા લાગ્યાં. પ્રભાકરનું મન આ ગાન શ્રવણ કરતાં પાણી પાણી થઇ ગયું. હાર્મોનિયમનો મધુર સ્વર ચાલ્યો:—

પડે મમ હૃદય જરી ના ચેન, પેખિ તુજ મનહર વાંકાં નેન;

રંગિલાં ચંચળ ચમકે જેહ,
ભોળવી ભૂરકી નાંખે તેહ,
કરાવે કામણગારાં નેહ,
છબીલાં અતિ ગુણ ગરવાં એહ,

રત્ન રૂડાં રઢીયાળ એ, મોહક સહુ સંસાર,
મન મારૂ હરવા બન્યાં, ઠગ જગ એ શહુકાર–

ચઢી આવ્યાં લઇ સ્મરનું સેન, સ્નેહિ ! તુજ મનહર વાંકા નેન.

ભુલાવી શુદ્ધ, બુદ્ધ ને સાન,
ભુલાવ્યું સઘળું મારૂં ભાન,
કીધી ઘાયલ, તેમજ ગુલતાન,
બની હેવાન–બની મસ્તાન,

જ્યાં કારી તુજ લાગતી, નયનબાણુની ચોટ,
ઘા વાગ્યો નવ રૂઝશે, કરે ઉપાયો કોટ–

પીડા પામે રોગી દિન રેન. જોઇ તુજ મનહર વાંકાંનેન.

જોઇ તુજ મનહર વાંકાં નેન
જોઈ તુજ મનહર વાંકાં નેન
પડે મમ હૃદય જરી ના ચેન
જોઇ તુજ મનહર વાંકાં નેન—

"જોઇ તુજ મનહર વાંકાં નેન" ના ધ્વનિ પ્રતિધ્વનિઓ થવા લાગ્યા અને શ્રંગારપ્રિય કવિ શ્રી દયારામના—

મનમોહન છબીલી છબી છેલડીરે
એની સ્હામું જોતાં સ્હેજે ઉપજે વ્હાલ,
રમતાં રમતાંમાં પરસ્પર પ્રેમ ઉપજ્યોરે—

કહેવા પ્રમાણે, ગાવાથી, ઉભયનો અનુરાગ વધવા લાગ્યો, ઘડીમાં લલિતા અને ઘડીમાં પ્રભાકર એમ વારા ફરતી ગાતાં હતાં. વચ્ચે વચ્ચે મદ્યના પ્યાલા પણ ઉડતા હતા. અધિક નિશાપાન કરવાથી હવે ઘાંટો જાડો થતો ચાલ્યો. આખરે લલિતાએ કુંજવિહારમાંથી—

મેં શો પ્યાલો પીધો તે નિશો ચડી ગયોરે!?!
નિશો ચડી ગયોરે, નિશો ચડી ગયોરે—મેં શો પ્યાલો પીધો તે.

હું નવ જાણું જે કયારે પાયો વ્યાપ્યો વ્યાપ્યો દસ વિષ સમ અવયવે—મેં શો પ્યાલો પીધો તે નિશો ચડી ગયોરે—
નિશો ચડી ગયોરે. નિશો ચડી ગયોરે—

બોલતાં ગાયન બંધ કર્યું. એટલામાં ચાકરે લલિતાને બૂમ પાડવાથી ત્યાંજ આનંદની સમાપ્તી થઇ. હાથ મેળવી બન્ને છુટાં પડી ઘેર જતાં પ્રભાકરે કહ્યું:—

"કેમ સુંદરી! હવે તમને મારાં કહી સંબોધવામાં કાંઇ અડચણ છે? હવે વિવાહનું સત્વર થાય તો તો સુખપૂર્વક દિવસો ગળાય."

"હવે શાની વાર છે. વળી આ કૉર્ટશીપની રીત પણ ઠીક છે ને?" વિવાહ થતા પહેલાં જ સંસારનો કંઇક અનુભવ તો થઇ જાય છેને?!"

"તે તો ઠીક પણ હવે વિવાહનું કયારે?"

"કેમ આમ અધીરા થઇ જાઓ છો. હવે તેથી શું વધારે છે!? લાગ જોઇને હું પિતાજીને કહીશ. અપ્રસન્ન તો થશે પરંતુ તેમાં હું શું કરૂં. હવે મારાથી પતિ વિના રહી શકાય તેમ નથી. હવે તે સુધારક થયા છે એટલે કાંઇ અડચણ નથી. મને મારી ઇચ્છા પ્રમાણે કરવાનો અધિકાર છે, મારા કહેવા પ્રમાણે તેમણે કરવુંજ પડશે."

બીજો ધાંટો સંભળાતાં, પ્રભાકર હીરાની એક નીલમ જડેલી વીંટી બક્ષીસ આપી વિદાય થયા.

## પ્રકરણ ૩ જું.

### બે બહેનો.

"જેને જેવો સંગ રંગ પણ તેવો બેસે.
"જેને જેવો સંગ પ્રેમ પણ તેવો પેસે,
"જેને જેવો સંગ કામ તેવાં તે કરશે,
"જેને જેવો સંગ, ઠામ તેવે જઇ ઠરશે,

"રૂડે સંગે રૂડો થશે, બુરે સંગે બુરો બને,
"સારા મહેતાના સંગથી ભાગ્યશાળી વિદ્યા ભણે"
(કવિ શામળ.)



ભગવાનરાય દેશાઇ, રાજનગરમાં એક ઉચ્ચ જ્ઞાતિના, કુલિન કુટુંબના, આધેર વયના નાગરિક હતા. તેમની સ્થાવર અને જંગમ બન્ને મિલકત ધ્યાનમાં લેતાં તે એક લાખ રૂપિયાના આસામી એટલે લખેશરી ગણાતા. સંસ્કૃત, અંગ્રેજી અને વૃજભાષા, એ ઉપરાંત હિંદુસ્તાનમાં બોલાતી બીજી ઘણી ભાષાઓનું જ્ઞાન તેમને હતું. તેમની આર્યધર્મ નિષ્ઠા અસાધારણ હતી અને તે ન્યાયી, પ્રમાણિક અને સદ્વર્તનશાળી પુરૂષ હતા. કુટુંબ કબિલામાં, ન્યાતજાતમાં અને રાજનગરમાં તેમજ અન્ય કેટલાંક સ્થળોમાં જ્યાં તે પરિચિત થયા હતા, ત્યાં, સર્વ કોઇ તેમને માનની નજરથી જોતું. ધર્મ ઉપર અત્યંત આસક્તિવાળા તે પ્રાતઃકાળમાં ઉઠતાં નિત્યકર્મથી પરવારી હમેશાં યોગ્ય બ્રાહ્મણના મુખથી ધર્મકથા શ્રવણ કરતા, ત્યાર પછી ભોજનાદિથી પરવારી સહજ વિશ્રાંતિ લઇ પુનઃ કાર્ય પ્રવૃત્ત થતા. સનાતન ધર્મની વૃદ્ધિ કરવામાં, વિદ્યાને ઉત્તેજન આપવામાં, કેળવણીનો પ્રચાર થયેલો જોવામાં, ટુંકામાં દેશોન્નતિના કોઇ પણ કાર્યમાં, એમ નાના પ્રકારનાં દેશોપકારક કાર્યોમાં પણ તે પૂરતું લક્ષ આપતા; ધર્મ, વિત્ત અને તેમની વિદ્યા સર્વનો તે દેશ હિતાર્થે સદુપયોગ કરતાં ચૂકતા નહોતા. રાજવિષયક સવાલોમાં,

સંસાર ઉન્નતિની ચર્ચામાં અને સામાન્ય દેશહિતના અન્ય વિષયોમાં પણ તેમના દૃઢ અને પક્વ વિચારો ઘણા ઉમદા, માન આપવા યોગ્ય અને અનુકરણીય હતા. દેશની સમગ્ર પ્રજાને ઉપયોગી એવાં ઘણાં પુણ્ય કામોમાં તેમણે આગળ પડતો ભાગ એક કરતાં વધારે વાર લીધેલો, તેથી રાજ્યકર્તી પ્રજાના અમલદારોમાં પણ તે સારી પ્રતિષ્ઠા પામ્યા હતા; એટલુંજ નહીં પણ દેશ પરદેશમાં પણ ભગવાનરામ દેશાઈનું નામ ઘણાને જાણીતું થઇ ગયું હતું.

મોહનરાય, જેમનું નામ આપણે પ્રથમ પ્રકરણમાં વાંચ્યું છે તે ભગવાનરાય દેશાઇનાજ પુત્ર હતા. આપણામાં સાધારણ એવી કહેવત ચાલે છે કે "જેવા બાપ તેવા બેટા અને જેવા વડ તેવા ટેટા." પણ આ કહેવત સર્વ સ્થળે ખરી પડતી જોવામાં આવતી નથી. ઘણાં કુટુંબોમાં એવું આપણે જોઇએ છીએ કે પિતાના કરતાં પુત્રની નીતિ, રીતિ કૃતિ કેવળ વિરોધી જ જૂદા પ્રકારની હોય છે. 'જેવો સંગ તેવો રંગ' એ કહેવત પણ આપણામાં પ્રચલિત છે. સાધારણ રીતે પુત્રની કેળવણી ઉપર, તેના વર્તન ઉપર દેખરેખ તેના પિતાની જ હોય એટલે પિતાના સર્વ ગુણો પુત્રમાં સંક્રાન્ત થાય અને બાળક એ એક સારામાં સારૂં અનુકરણજન્ય હોવાથી તેના પિતાના વર્તનને અનુસરે. પણ ઘણે ઠેકાણે એમ પણ થાય છે કે તે ફરજ (પુત્રને ઉછેરવાની) પિતાને માથે આવી પડતી નથી અને આવી પડે છે તો પણ તેના શિવાય બીજી ઘણી જાતની સંગતિની અસર પણ તે બાળકપર થાય છે. આથી જેવા પ્રકારનુ બાળક આપણે અમુક કુટુંબનું નીકળવાની આશા રાખીએ તેવું તે ઘણીવાર નીકળતું નથી. મી. મોહનરાયના સંબંધમાં પણ એમજ બન્યું હતું. ભગવાનરાય દેશાઇ કેવા પ્રકારના ગૃહસ્થ હતા, તેમનું

વર્તન કેવા પ્રકારનું હતું, એ સર્વથી આપણે માહિતગાર થયા છીએ. એટલે તેમના પુત્રની પાછળ દેખરેખ ઓછી રાખી નહીંજ હોય! કેળવણી ઉપર પૂરતું લક્ષ અપાયેલું એટલે સાધારણ રીતે "મોહનરાયે સારો વિદ્યાભ્યાસ કર્યો હતો અને હાલમાં માનની નજરે જોવાતી બી. એ. ની ડીગ્રી તેમણે મન સાથે મેળવી હતી. પણ કોણ જાણે કેમ! પૂરતી કાળજી છતાં, પૂર્વના સંસ્કારે કે ઉચ્ચ વિદ્યાના પ્રભાવે! ધર્મ નીતિ રીતિ ઉપર તેમનું ચિત્ત ચોટયુંજ નહોતું અને "ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન તરૂણોને ઉદ્ધત બનાવે છે" એ સૂત્ર તેમના સંબંધમાં અક્ષરશઃ સત્ય નીવડયું હતું. "પાશ્ચાત્ય વિદ્યામાં એક મ્હોટી ખામી છે અને તે એ છે કે પુરૂષ વા સ્ત્રી જે કોઇ તેનો પ્રસાદ લે છે અને કુમળી વયથીજ હદવનેતા થાય છે તો તેઓ સ્વાતંત્ર્ય, હક વગેરે હાનિકારક વિષ્યો અપૂર્ણ સમજવાથી તેમાં ગરબડ કરે છે અને અર્ધદગ્ધ બને છે." સ્વતંત્ર કેળવણીના પરિણામે સ્વતંત્રતા અને હક માગવામાં મોહનરાય એટલે સુધી આગળ વધ્યા હતા કે, પિતાની મરજી ન હોવા છતાં પણ, તેમણે વિલાયત જવા માટેહઠ કરી હતી, કંકાસ કર્યો હતો અને ગયા હતા પણ ખરા. તેમના વિચારો ગમે તેવા સુધરેલા થયા હશે, તો પણ વિલાયત જવા પૂર્વે તેમનો બાહ્ય ઢંગ તો તેમના કુટુંબને યોગ્ય જ હતો; પણ ત્યાં જતાં તેમણે હિંદુસમાજને તિલાંજલિ આપી દીધી. જ્યારે બેરિસ્ટર થઇને પાછા ફર્યા ત્યારે મી. મોહનરાય એક જૂદાજ પ્રકારના વર્તનવાળા થયા હતા. જ્ઞાતિબંધનને અનુસરી પ્રાયશ્ચિત કરવું પડયું, તેને માટે ક્રિયાઓ કરવી પડી; પરંતુ આ સર્વ તેમને 'છટ નોનસન્સ' જેવું લાગ્યું. પિતાજીની સાથે પરતંત્રતામાં ઘરમાં રહેવું ના પસંદ કરી, તેમણે સ્વતંત્ર એક બંગલો ભાડે લઇ ત્યાં સુધરેલી

રીત પ્રમાણે રહેવા ધાર્યું. ભગવાનરાય જેવા ધર્મનિષ્ઠ મહાત્માને તો આ પસંદ હોય જ કેમ? આવી પુત્રની ઉદ્ધતાઇ તેમનાથી શી રીતે સહન થાય!? પિતા પુત્રને બેસતી રાશ નજ આવે એ સ્વાભાવિક હતું. પિતાની હવેલી જે રાયપુરમાં હતી ત્યાં ન રહેતાં તેમણે આસ્ટો-ડિયાની સડક ઉપર બંગલો રાખ્યો અને ત્યાં રહેવા માંડયું. ભગવાનરાય દેશાઇ મનમાં તો ઘણા અસંતોષ પામ્યા, પરંતું ઘરની આબરૂ સાચવવા, બહારથી જરાએ ન બતાવ્યું. પુત્ર જૂદો થતાં પુત્ર વધૂ પોતાના પતિની સાથેજ રહેવા ગઇ. ધાવણ પણ જેણે છોડયું નહોતું તેવી ન્હાની પુત્રી લલિતાને પણ તે સાથે લેતી ગઇ. લલિતાની મ્હોટી બહેન, જે તેનાથી, આ વખતે ચારેક વર્ષે મોટી હતી અને જેની ઉમ્મર અત્યારે છએક વર્ષની હતી તેનું નામ **અલકકિશોરી** હતું, તે પોતાની દાદીની સાથેજ રહી. જ્યાં સુધી બાળકની ફિકર તેનાં માતાપિતાને, હીંદુ કુટુંબમાં, ભાગ્યેજ હોય છે; આથી જ્યારે મોહનરાય વિલાયત નહોતા ગયા અને પોતાના પિતાના ભેગાજ રહેતા હતા ત્યારે અને તે વિલાયત ગયા ત્યારે પણ, તેમને કે તેમની પત્નીને તો અલકકિશોરીની સંભાળ લેવાનું નહોતુંજ; અને તેથી તેને પોતાનાં દાદા દાદી સાથે રહેવાનું પસંદ કર્યું હતું.

હવે મી. મોહનરાય પોતાની પત્ની અને પુત્રી સાથે નવીન સુધરેલી રીત પ્રમાણે રહેવા લાગ્યા હતા. આજ કાલ જેમ બારીસ્ટરો સોંઘા થઇ પડયા છે અને ટકાના ત્રણશેર વેચાય છે, અર્થાત્ જ્યાં જોઇએ ત્યાં એમનાં પાટિયાં નજરે પડે છે એવો વખત જ્યારે મોહનરાય બારીસ્ટર થઇને આવ્યા ત્યારે નહોતો, થોડા વખતમાં તેમની વકીલાત ખુબ જામી, તેમણે પણ પૈસો એકઠો કરવા માંડયો. પિતાના આશ્રય શિવાય તે પોતાની જાતે રહી શકે તેમ હતા. તેમણે

હવે દેશમાં સુધારો કરવાનું ધાર્યું અને આજ કાલ જે મંડળ સુધારક નામે ઓળખાય છે તેવા મંડળના એક અગ્રણી બન્યા. આજકાલ લેવાતા—અપાતા શિક્ષણનો લાભ તેમણે લલિતાને આપ્યો. તેને નિશાળમાં મોકલવામાં આવી અને અત્યારે તેણે શાળાનો અભ્યાસ લગભગ પૂરો કરી નાંખ્યો હતો. મેટ્રિકયુલેશનની પરીક્ષા જ માત્ર તેને, ગયે વર્ષે તેમાંના પાસ થયેલી હોવાથી, આપવાની બાકી રહી હતી.

અંગ્રેજી ગુજરાતી ભાષાનું શિક્ષણ લેવા ઉપરાંત, લલિતાએ સંગીતનું પણ સારૂં જ્ઞાન મેળવ્યું હતું; હાર્મોનિયમ, કૉનસરટિના, ફિડલ, નરઘાં વગેરે વાજીંત્રોનો તે ઉપયોગ કરી જાણતી હતી. તેમ આ વાજીંત્રો સાથે તે ગાઇ જાણતી એટલુંજ નહીં પણ સ્વતંત્ર કે અનુકરણરૂપ સાધારણ કવિતાઓ પણ લખી શકતી. છઠ્ઠા ધોરણ સુધી પરિભાષા તરિકે સંસ્કૃત રાખ્યા પછી તેણે તે કઠિન લાગતાં, સાતમા ધોરણમાં ગુજરાતી લીધું હતું. અંગ્રેજી ગુજરાતી, ભાષાના ઘણે અંશે સર્વ કવિઓ તે જોઇ ગઇ હતી, નવલકથાનાં ઘણાં પુસ્તકો તેણે વાંચ્યાં હતાં અને થોડા વખતથી તેમણે લલિતા અને તેના સહાધ્યાયીઓએ સ્થાપેલા સમાજમાં પણ તે ઉલટથી ભાગ લેતી હતી એટલુંજ નહિ પણ, તે સમાજના વ્યવસ્થાપક મંડળમાં પણ એક મેમ્બર (સભાસદ) નીમાઇ હતી.

પાશ્ચાત્ય વિદ્યાને જ માન આપતા, તેના રીત રીવાજોને જ પસંદ કરતા, આપણા મોહનરાય બેરીસ્ટરને ત્યાં સઘળું જ અંગ્રેજી ફેશનનું જોવામાં આવતું હતું. બુટ, સ્લીપરો પહેરીને માત્ર બેરિસ્ટર સાહેબનાં પત્ની એટલાં બધાં સુધારક નહીં બનેલાં અને તે મૂર્તિની સેવા કરતાં હોવાથી, દેવસ્થાન અને ભોજનાલય શિવાય સર્વ સ્થળે

બંગલામાં ફરી શકાતું હતું. સોફા, ખુરશીઓ, ટેબલો અને એવાં ફર્નીચરોનો પ્રવેશ તો થયેલો જ્યાં ત્યા નજરે આવેજ એ આશ્ચર્ય-જેવું નહોતું. બંગલાનાં સર્વ સામાન્ય એક પ્રધાન ખંડ શિવાય સર્વને પોતપોતાના નિરાળા ખંડો સોંપવામાં આવ્યા હતા અને તેમાં ખાસ અનિવાર્ય કારણ શિવાય બીજાએ પરવાનગી શિવાય પેસવું તો ઠીક ગણાતું નહીં.

પહેરવેશમાં પણ મી. પાહનરાયે સુધારો દાખલ કરવા પ્રયત્ન કર્યો હતો; પોતે તો યુરોપિયન પોશાકમાંજ રહેતા અને જો કે તેમનાં પત્નીના અત્યાગ્રહથી સ્ત્રી વર્ગને તો દેખાવમાં યુરોપિયન પોશાકવાળાં તે નહોતા બનાવી શકયા તોપણ તેમને મધ્યસ્થ—આપણે પારસી બાનુઓને જેવા પોષાકમાં જોઇએ છીએ તેવા ઢબથી રહેવાનું તો સ્વીકારવું પડયું હતું. કમખાને બદલે લલિતા અંગ્રેજી ફેશનનું પંદર કાપનું કાંડા સુધીનું બદનજ રાખતી. પગથી પુલતો ચણિયો—ઘાઘરો પહેરી, બુટ મોજા ચઢાવતી અને રેશમી સાડી—ઓઢણી ઓઢતી હતી. લવન્ડર વોટરથી સુવાસિત કરેલા રૂમાલ શિવાય તો તે ભાગ્યેજ બહાર નીકળતી. પહેરવાનાં વસ્ત્ર ઉપરાંત, પગમાં ઉપર જણાવ્યા પ્રમાણે સ્લીપરો કે બુટ અને મોજાં, કાનમાં એરિંગ, હાથે સોનાની બંગડીઓ અને ગળામાં એક હાર—આ શિવાય અન્ય અલંકારો તે ભાગ્યેજ પહેરતી.

આપણા કુટુંબમાં જેમ બાળકીઓને ન્હાનપણથીજ લોટા અજવાળવાની, વાસણ ઉટકવાની, પુંજો કાઢવાની, દેવતા પાડવાની અને રસોઇ કરવાનું શીખવાની વ્યથા (!) વ્હોરવી પડે છે તેવી વ્યથા—કડાકૂટમાં લલિતાને પડવાનું ન્હોતું. આ સર્વ તો નોકર—રસો-

ઇઆનેજ સોંપવામાં આવ્યું હતું. ન્હા પીને, સ્હવાર સાંજ સાઇકલ ઉપર કે ગાડીમાં બેસીને ફરવા જવામાં, અગર લૉનટેનિસ, ફુટબૉલ વા બેડમિંગટન આદિ રમતોમાં ભાગ લેવામાં, અથવા લાયબ્રેરીમાં જવામાં, વિશ્રાંતિઅર્થે હાર્મોનિયમાદિ વાજીંત્ર વગાડવામાં, મળવા આવેલા કે જવાના સ્નેહિઓ સાથે વાર્તાવિનોદ કરવામાં. શનીવાર રવિવારે વ્યાખ્યાનમાં ભાગ લેવામાં, બીજા દિવસોમાં સમાજની વ્યવસ્થા માટે કે તેને માટે તૈયાર કરવાના વિષય માટે વિચાર કરવામાં અને આ સર્વ કરવા સાથે વળી વિદ્યાભ્યાસ કરવો એમાં તેનો સર્વ સમય રોકાતો હોવાથી તેને ગૃહકાર્યમાં ચિત્ત પરોવવા નવરાશજ મળતી નહોતી. તેમાં તે લક્ષ પણ નહોતી આપતી.

લલિતાએ સોળમું વર્ષ પૂરૂં કર્યું હતું. એટલામાં તે ઘણી હોંશિયાર વિદ્યાર્થી નીવડી અંગ્રેજી સાતમા ધોરણ સુધી આવી હતી અને તે આ વખતે પહેલે વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પણ બેઠી હતી; પરંતુ ગણિતમાં માત્ર પાંચ માર્ક ખૂટતા રહેતાં નિષ્ફળ નીવડી હતી, પાસ થવાની સંપૂર્ણ આશાવાળી લલિતાએ પરિક્ષા થઇ ગયા પછી અંતે પરિણામ જણાતા પૂર્વના એક માસ જેટલા વખતમાં, અને તેમાં નિષ્ફળ નીવડવાથી એક અઠવાડિયું દિલગીરીમાં જવા પછી, અભ્યાસ એનોએ ફરી કરવાનો હોવાથી, સાહિત્યનાં, નવલકથાનાં અને નાટકોનાં પુસ્તકો વાંચવા તરફ મન દોડાવ્યું હતું શેક્સપિયરનાં નાટકો, કાળીદાસનાં નાટકોનાં અંગ્રેજીમાં થયેલાં ભાષાન્તરો, અને બીજી અનેક શ્રંગારરસમય નવલકથાઓ તેણે વાંચી. યુવાવસ્થાને પ્રાપ્ત થયેલી આ તરૂણીના મગજ ઉપર આ સર્વ વાચનની અસર વિપરીત થઇ; તેનું હૃદય શ્રંગારી બન્યું. ભણવા ઉપર તેને કંટાળો આવ્યો, તેનું મન હવે સંસાર તરફ દોડયું. સુધારાના

પરિણામે તેના વર્તન ઉપર ખાસ લક્ષ આપવાની તેના ઘરમાં પ્રથમ-થીજ જરૂર નહીં જણાયેલી હોવાથી, ઉન્મત્ત અને સ્વચ્છંદ આચરણ કરતું તેનું મન મદોન્મત હાથિણીની પેઠે વશ ન વર્તતાં, વધારે ઉન્માદને પામ્યું અને તે એવી સ્થિતિએ પહોંચી કે જેનો ચિતાર પ્રથમ પ્રકરણમાં આપેલો હોવાથી અત્ર તેનું પુનર્દર્શન નિર્થક છે. લલિતા સંબંધી આટલા પરિચિત થયા પછી હવે આપણે આપણા ચક્ષુ તેની મ્હોટી બહેન **અલકકિશોરી** પ્રતિ ફેરવીએ.

આપણે ઉપર વાંચ્યુ–પરિણામ જોયું તેના કરતાં જૂદીજ રીતે **અલકકિશોરીને** દાદાને ત્યાં ઉછેરવામાં આવી હતી. મોહનરાય પુત્રના વર્તન સંબંધી સતાવતી ચિંતાઓને જો લક્ષમાં ન લઈએ તો, **ભગવાનરાય દેશાઈ** અને તેમનાં ધર્મપત્ની **સુંદરબા** સર્વ વાતે સુખી હતાં. પુત્ર જીવતો રહે અને ખાતે પીતે સુખી રહે, એટલુંજ ઈચ્છતાં તેમને સંતોષ માનવા શિવાય અન્ય ઉપાય નહોતો. "છોકરો કૂળબોળુ નીકળ્યો, મારાં ઘોળાંમાં ધુળ ઘાલી, હાય હાય, આ કરતાં હું વન્ધ્યા રહી હોત કે પેટે પત્થરને જન્મ આપ્યો હોત તો ઠીક" વગેરે દુઃખોદ્ગારો કાઢી સુંદરબા વારંવાર દુઃખી થતાં, પોતાનાં દુઃખો પોતાના સમજુ સ્વામી આગળ રડતાં હતાં; તો પણ દરેક પ્રસંગે દેશાઈ તેમને શાંત કરતા હતા અને અંતરમાં ચિંતાકિટ હૃદયને કોરતો હતો છતાં તે અન્યને પ્રતીત ન થાય તેમ કરવા, તેમ પોતે પણ પોતાની મેળેજ વારંવાર અંતઃકરણને સમા-ધાન આપતાં પ્રસન્ન રહેવા, પ્રયત્ન કરતા હતા.

સર્વ લૌકિક વૈભવવાળા **ભગવાનરાય** દેશાઈને ત્યાં ચાકર નફર અને રસોઈઓ સર્વ હતાં; તો પણ ગરીબ માતાપિતાને ત્યાં

બાલ્યાવસ્થામાં ઉછરેલાં સુન્દરબાએ દુઃખના દિવસો જોયા હતા અને સાસરે સર્વ પ્રકારની અનુકૂળતા હોવા છતાં "ધણી વગર ઢોર સુનાં" અને 'નોકર તે નોકરજ', દેખરેખ શિવાય તેતો વેઠજ ઉતારે એવું સમજી સર્વ વ્યવસ્થાની લગામ તેમણે પોતાના હાથમાંજ રાખી હતી. કન્યા આખરે તો પારકું રત્ન છે, એ સારી રીતે જાણનાર સુન્દરબાએ, અલકકિશોરીને તેને ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે તેવું શિક્ષણ આપવા ખાસ કાળજી રાખી હતી. દાદીએ તેને ઉત્તમ ગૃહિણી બનાવવા ધાર્યું ત્યારે દાદાએ સુનીતિ સદ્‌ગુણ અને સદ્ધર્મનાં બીજ તેનામાં રોપવા અને તેને વિદ્યાદાન આપવા, ખાસ એક વિદ્વાન પંડિતની વ્યવસ્થા કરી હતી. નવરાશના વખતમાં જૂદાં જૂદાં દૃષ્ટાંતોથી, સુનીતિમય, સુબોધક વાર્તાઓથી અને સદ્‌ધર્મ પ્રસારક કેટલાક બોધોથી શિક્ષા પણ તેને વારંવાર દેતા હતા. સુશિલ, નમ્ર, હોંસિલી તથા હસમુખી અલકકિશોરી તે સર્વ પ્રીતિથી શીખવા લાગી. ગુજરાતી વાંચતાં લખતાં આવડવા સાથે, તે વ્યાવહારિક હિસાબો પણ શીખી અને વળી સંસ્કૃત માતાની પ્રસાદી લેવાનું આરંભી તેમાં પણ કેટલુંક જ્ઞાન તેણે મેળવ્યું. આ સાથે, ગૃહ વ્યવસ્થા, શીવણ, ભરત વગેરે કળાઓ પણ તે વખત મળ્યે શીખતી. તેમ તેનાં દાદીએ તેને પૂર્ણ રીતે વ્યવહારકુશળ પણ બનાવી હતી.

સુશિલતા, નમ્રતાદિ સદ્‌ગુણો તો જાણે તેનામાં સ્વાભાવિક હતાજ; તે સાથે વિશુદ્ધ પ્રેમ, નિર્મળ સ્વભાવ, દયાળુ વૃત્તિ, સહનશીલતા, સંતોષ, દઢતા, ધર્મ શ્રદ્ધા, નીતિ પર પ્રીતી, સત્યકથન, મધુરતા, મૃદુતા અને વિવેક વીચારાદી, તેના દાદા દાદીના સદ્‌ગુણો પણ તેનામાં સંક્રાન્ત થયેલા જણાયા. ધીમે ધીમે પરિચયમાં આવતાં

સર્વને પ્રિય થઇ પડેલી આ બાળકી, વિદ્યા કલા સાથે ઉમ્મરમાં પણ વધ્યે જતાં, નવદશ વર્ષની ઉમ્મરે પહોંચતાં હવે તેને યોગ્ય સ્થાને જોડવાના વિચારમા તેનાં દાદા દાદી પડ્યાં.

## પ્રકરણ ૪ થું.

### લગ્નવિચાર.

હોય વિશારદ–બુદ્ધિજન, મતિહિન વા નાદાન,
પણ સહુ માને આપને, અધિક ઉરે વિદ્વાન;
આપ, આપ ઉર, જન બધા, જગ ધારે અભિમાન,
ગદ્ધા–ઘોડા સહુ ફરે, મનમહીં રહી મસ્તાન.




ત્રિના આશરે સાડા આઠ વાગ્યા હતા. આજે હમેશના કરતાં, નિત્યનિયમથી સહજ વહેલા પરવારી, વાળુ પાણી કર્યા પછી, ભગવાનરાય દેસાઇ તેમના દિવાનખાનામાં સુન્દરબાની સાથે વાર્તા કરતા બેઠા હતા. ઉમ્મરલાયક થયેલી અલકકિશોરીને હવે ક્યાં જોડવી તેનો વીચાર કરવાનો હતો. બાલ્યાવસ્થામાંથીજ માતાપિતાથી જુદી પડેલી કન્યાઅવસ્થાએ પહોંચેલી આ બાળાના ભવીષ્યને માટે દેસાઇના અને સુંદરબાના કરતાં વીશેષ કાળજી કોઇને નહોતી; તેમજ તે

તે જે નિર્ણય ઉપર આવે તે યોગ્યજ છે એમ ન માનતાં, તેમના ઠરાવમાં આડે આવવાનું કોઈનામાં ભાગ્યેજ સામર્થ્ય હતું; છતાં તેવો પ્રસંગ પ્રાપ્ત થતાં ભગવાનરાય દેશાઈએ, આપમતિથી સ્વતંત્રપણે કાંઈ કામ ન કરતાં, કોઈ પણ જાતના ચોકસ નિર્ણય ઉપર આવતા પૂર્વે, સ્નેહિ-સંબંધિઓની સલાહ લેવાનું યોગ્ય ધાર્યું. હિંદુ કુટુંબમાં લગ્નપ્રસંગ તે કાંઈ કુલડીમાં ગોળ ભાગવા જેવો પ્રસંગ નથી; એ ઉપર જ કન્યાના ભવિષ્ય-જીવનનો આધાર છે એ વાર્તાને દેશાઈ સારી રીતે સમજતા હતા. અલકકિશોરીનાં માતા પિતા તો તેને માટે ઓછીજ કાળજી કરતાં હતાં; છતાં તે એમ માનતા હતા કે જેટલો હક્ક પુત્રીના ઉપર તેની માતાનો અને તેના પિતાનો છે તેટલો સુન્દરબાનો અને પોતાનો હક્ક નથી; જોકે તેમના વિચાર તે બાળકીનું ભવિષ્યનું શ્રેય સાધવામાં કેવળ પ્રતિકૂળ અને વિના સમજના છે તો પણ તેમના અભીપ્રાયની જરૂરતો છેજ. તેમ કન્યાનાં મોસાળ પક્ષનાં સંબંધી જનોને પણ પૂછવા ગાછવા શિવાય કરી નાંખવું તે વ્યવહાર નીતિથી યોગ્ય ન ગણાય. આ ઉપરાંત પોતાના કુટુંબનાં અડીને થતાં સગાં સંબંધીઓની અનુમતિ મેળવવી જોઈએ, એમ પણ તે ધારતા હોવાથી સર્વને એકવાર સાથે બોલાવી તેમના અભિપ્રાયો લેવાનું તેમણે ધાર્યું. આવા વિચારો તેમણે સુન્દરબાને જણાવી દીધા હતા અને પતિની ઇચ્છાનેજ અને તેમની આજ્ઞાનેજ આપ્તવાક્યસમ ગણનારાં દેવી સ્વરૂપ શ્રી સુન્દરબાએ તે વિચારોને અનુમોદન આપતાં તદનુસાર વર્તન કરવા વ્યવસ્થા કરી. આજ રોજ સર્વ સંબંધીઓને બોલાવવાનું પૂર્વથી નક્કી કર્યું હતું. તેથીજ આ વંદનીય પતિપત્ની વેળાસર પરવારી, ઉપર કહ્યા પ્રમાણે, સર્વના આવવાની વાટ જોતાં વાર્તા

કરતાં બેઠાં હતાં.

સુમારે અડધોએક કલાક, તેમણે નિમંત્રણ કરેલાં સર્વના આવવાની રાહ જોતાં બેસવું પડયું હશે એટલામાં તે એક પછી એક આવી પહોચતાં, પ્રત્યેકને પોતપોતાના યોગ્ય સ્થાને બેસાડવામાં આવ્યાં. અલકકિશોરીના વિવાહનો વિચાર કરવા આ દિવાનખાનામાં અત્યારે, પુરુષવર્ગમાં ભગવાનરાય દેશાઇની સાથે, તેમના એક પિત્રાઇભાઇ જેમનું નામ પરમોદરાય હતું તે, પોતાના કુળદિપક સુધારાના પવને ચ્હડેલા પુત્ર મોહનરાય, તેમની સાથે તેમનાં પત્નિ સવિતાગવરીના પિતા ત્રયંબકરાય અને ભાઇ મદનલાલ; તેમ, સ્ત્રી વર્ગમાં સુન્દરબાની એક પડખે સવિનય, સંકોચાઇ બેઠેલાં સવિતાગવરી અને બીજી બાજુએ બેઠેલાં સુન્દરબાનાં નણંદ દેશાઇનાં બ્હેન વિજયાબા અને વ્હેવાણ–સવિતાગવરીના માતા રૂક્ષ્મણિબા મળી કુલ નવ માણસો એકઠાં થયાં હતાં.

દેશાઇ બોલીને શાંત રહ્યા પણ દેશાઇના આગળ જાણે કોઇની બોલવાની જીભજ ઉપડતી ન હોય તેમ કોઇ પણ કાંઇ બોલ્યું નહીં. દેશાઇએ લગભગ ૧૦–૧૨ મિનિટ સુધી રાહ જોઇ પણ કોઇનો ઉત્તર ન આવવાથી પુનઃ તે બોલ્યાઃ–"આ કાર્ય એવું છે કે, જે સર્વેએ મળી કરવાનું છે. તેમાં આ પ્રમાણે મુગાં બેસી રહેવાથી કાંઇ વળવાનું નથી. માટે કેમ વ્હેવાણ તમારો શો વિચાર છે? રાયજી તમે પણ કેમ કાંઈ બોલતા નથી? કેમ બ્હેન! આપણે તો તેમને પૂછવુંજ જોઇએ કની? અને આ પ્રમાણે તે બોલ્યા વગર બેસે તે ઠીક?!" એમ સર્વને કાંઇ કાંઇ કહ્યું અને પુનઃ શાંત થયા

દેશાઇનું આમ કહેવું થતાં પણ ત્રયંબકરાયજી કે અન્ય કોઇ

નજ બોલ્યું. એટલામાં વ્હેવાણુ રૂક્ષ્મણિબાએ નીચેના શબ્દો વિનયપૂર્વક કહ્યાઃ—

"દેશાઇજી અને સુન્દરબા, આ બાબતમાં ક્યાં અણુસમજુ છો ? નાતજાતની સર્વ રીત ક્યાં ઓછી જાણો છો ! ? તમે જે કરશો તે સારૂંજ કરશો એમ અમે તો માનીએ છીએ."

"હાસ્તો. દેશાઇ જે કરે તે ખોટું કહેવાયજ કેમ ! તે જે કરે તે સવાવીસ." ત્ર્યંબકરાય દેશાઇએ તેમાં હાજીઓ પૂર્યો.

"તમે સમજુ અને અને વિવેકી છો એટલે એમ કહો છો તે તમારો ઉપકાર, પણ જુઓ અલકના ઉપર જેટલો અમારો હક્ક છે તેટલોજ તમારો પણ હક્ક છે. જેટલું તેનું સારૂં જોવા અમે રાજી હોઇએ તેટલાંજ તમે છો. માટે રૂક્ષ્મણિ ! તમે કહો છો કે અમે કરીએ તે સારૂં તે કહેવું ઠીક છે, પણ અમારે તો તમારી સંમતી લેવીજ જોઇએ. માટે તમે, રાયજી, તમારાં પુત્રિ, તમારા જમાઇ વગેરે મળી વિચાર જણાવો તો પછી બધામાંથી કયું સારૂં તે નક્કી કરાય."

"મારી સવિતાને હજુ ઓછોજ અનુભવ છે, એ શું સમજે. તેમજ નાના દેશાઇ તો નાતજાતની બાબતમાં જાણે ન્યારાજ રહે છે એટલે અમે તેમનેય શું પૂછીએ ? દેશાઇજી તમેય જાણી જોઇને શું કરવા આડી અવળી વાત છેડતા હશો. જે કરવું ધાર્યું હોય તે તમે ભાયડા ભાયડા મળી કરી નાંખો. કેમ સુન્દરબા ! જુઓને દેશાઇ તો પાછા આડી અવળી બાતો ઉકેલવા બેસે છે." જમાઇનું નામ સાંભળી બળી ઉઠેલાં રૂક્ષ્મણીબા બોલી ઉઠયાં.

"સાળુ આ શું બધું હમ્બગ!! આઠ દશ વર્ષની બીચારી છોકરી તેનો વીવાહ શું! અમથો દેશ ખરાબ થવા બેઠો છે! ભોગ સાળાંના. કરવા દો માથાકૂટ. આપણે કાંઈ વચ્ચે પડવા જરૂર નથી. બસ, મારી લલીતાની ફીકર જ હું રાખીશ એટલે બહુ છે. છોકરી ભણી ગણી મ્હોટી થતાં, પતી શું? સંસાર શું? એ સારી રીતે સમજે અને પછી પોતાની મેળે પોતાને કોની સાથે ફાવશે અને કોને પસંદ કરવાથી ફ્યુચરમાં (ભવીષ્યમાં) સુખી થશે તે તપાસ કરી કારવી શોધી લે, અને આપણી તો તેમાં ફોરમલ નોમીનલ કન્સેન્ટ ( નામની કબુલાત ) લે એટલે બસ. તેની પસંદગી યોગ્ય હોય તો આપણે તેમાં હા કહી દેવી અને છોકરી ભુલ કરતી હોય અને આપણું કહ્યું માને તો તે ભૂલ સુધારવા પ્રયત્ન કરી તેને સારો રસ્તો બતાવવો. ના માને તો પછી તે અને તેનું ભવિષ્ય! આપણે શું?" મોહનરાય દેશાઈ મનમાંજ બબડ્યા. જો કે પિતાજીની સ્હેમાં અંજાતાં ઉતાવળે તો ન બોલાયું.

"દેશાઈજી આપ સર્વ મ્હોટાજ, વિચાર કરીને કરી નાંખોને, જે કરવું હોય તે. મોહનરાયજીના વિચાર આ પ્રસંગમાં આપણા કામમાં આવે તેવા ઓછાજ હશે. તેમને તો તેમનો સુધારોજ કરવા દો અને ગાડી ઘોડામાં ફરવા દો. એમને ક્યાં નાતજાતની દરકાર છે તે એમને પૂછો છો? અને એ સવિતાને પણ બેસી રહેવા દો છાનીમાની એના આસ્ટોડીયાના બંગલામાં એની લલિતાને સંભાળીને. એ આમાં શું સમજે ડાહીલી." યુવાનીના મદમાં ચઢેલા મદનલાલને માતાના બોલવાથી અને મોહનરાયને મનમાં કંઇક બબડતા જોઇને, ગુસ્સો ચઢ્યો અને બોલી ઉઠ્યો. તે વધારે કંઇક આગળ બોલવા જતો હતો અને મોહનરાય પણ સ્હેજ ચ્હીડાયા જેવા જણાયા

હતા તે જાણી ગયેલાં રૂક્ષ્મણિબા એકદમ વચ્ચે બોલી ઉઠયાં:—

"છાનો રહે મદન. તારે બોલવાની જરૂર નથી. દેશાઇજી બાળકના બોલવા તરફ લક્ષ ન આપશો. ખબડદાર જો એક પણ શબ્દ બોલ્યો તો......"

માતાએ દબાવતાં અને પિતાને પણ સહજ ગુસ્સે થતા જોઇ મદનલાલ ચૂપ થઇ ગયો. તે વધારે આગળ ન બોલ્યો. મોહનરાય પણ ખુબ ચ્હીડાયા અને બોલવા જતા હતા એમ આપણે જણાવ્યું પણ સાસુના વાકયથી નરમ પડતાં કાંઇ બોલી ન શકયા, સવિતાને પણ સ્હેજ પોતાના ભાઇના અવળચંડાપણા માટે કંઇક લાગ્યું. થોડી પળ સહુ શાંત રહ્યાં.

"છોકરી સુખી થાય એ ઉપર આપણે માત્ર જોવાનું નથી. ચાલતા રીવાજ પ્રમાણે કાંઇ બે પૈસાની આશા પણ દેશાઇજી તમારે રાખવાની નથી. છેક નાનો વર જોઇને પણ આપણે સંતોષ પામવાનું નથી. છોડી સમજુ અને ડાહી થઇ છે. હવે તે પોતપોતાનું જલદી સંભાળી બેસે ને ઘરડે ઘડપણ અમે તેના તરફનું કાંઇક જેમ બને તેમ સારૂં સાંભળીએ તો ઠીક એવું અમારૂં તો કહેવું છે, દેશાઇજી તમે, મદનના બાપ, એ બધો વિચાર કરીને કાંઇક નક્કી કરી નાંખો એટલે ગંગા નાહ્યાં." મ્હોં ઠાવકું રાખી રૂક્ષ્મણિબાએ પોતાનો ઉત્તર જણાવતાં ત્ર્યંબકરાયે નીચેના શબ્દો વધારામાં કહ્યા:–

"હા. દેશાઇજીને કોઇ વાતની કમિના નથી. અમારા ઘરમાં પણ અમે તમ પ્રતાપે પ્રથમ તો સર્વ સુખીજ હતા. હાલ પણ ખાવા પીવા તો બાજરી ઢીંચણ સુધી છે. એટલે અમારે પણ કાંઈ બીજી આશા તો નથીજ, માત્ર અમારી એક સર્વની વિનંતિ છે. અમે ઘેર પણ આ બાબત ઉપર વિચાર કર્યો હતો. અને તેથી જો

કે આ કહેવું યોગ્ય તો નથી, પણ દેશાઇજીને અમે અમારા પોતાનાજ માનીએ છીએ, અમે તેમના આગળ પેટ ફોડીને વાત કરવામાં કાંઈ હરકત ધારતા નથી. તેમ પરમોદરાયભાઇ અને વિજયાબાને પણ અમે અમારાં શુભેચ્છક અને હિતચિંતક માનીએ છીએ એટલે તેમના આગળ પણ કહેવામાં અડચણ નથી. તમે સહુ જાણો છો કે, અમે પણ કૂળમાં જો કે આપના કુટુંબને તો ના પહોંચીએ તો પણ છેક ઉતરતા તો નથી, પણ આ મદનથી અમે બહુ હેરાન થઇ ગયાં. અમે ઘણુંએ કહીએ છીએ પણ ભણવા ગણવા ઉપર તે લક્ષ નથી આપતો ને વખત ગુમાવે છે, તેમ કમાવાની તો વાત જ શી કરવી. મ્હોટો વીસ વર્ષનો થયો પણ નથી સમજતો કાંઇ કે કેમ રીતમાં રહેવું. આથી તે એમનો એમજ રહી ગયો છે. એક બે ઠેકાણેથી તેને માટે પૂછ્યું તો હતું પણ તે સર્વની માંગણી અમારાથી પૂરી કરાય તેવી સ્થિતિ અત્યારે અમારી રહી નથી. સઉ કોઇ પાંચ કોથળી ઉપરની વાત કરે છે. તો આપને આ બધી વાત ધ્યાનમાં લેવા વિનંતિ કરતાં, એટલું કહેવાનું કે, જો અમારી આબરૂ આપ લક્ષમાં લ્યો, અમારા ઉપર નિઘા કરો, અમારે દિકરીને કે જમાઇને તો કાંઇ કહેવાનુંજ નથી. તે તો અમારા સ્હામું પણ જોતાં નથી અને તમારા ઉપર અમારો હક પણ નથી છતાં આટલું કહેવા હિમ્મત ધરીએ છીએ કેઃ—જુઓ પેલા જયન્તિલાલ જે હાલ રાંડ્યા છે, ખાતે પીતે સુખી છે. ૫૦–૬૦ રૂપિયાના કમાઉદાર છે અને કૂળમાં પણ લગભગ અમારા બરોબર છે તેમને ત્યાં અલકને દેવાનું હા પાડો, તો તેમના મામાની છોકરીનું તે અમારે ત્યાં નક્કી કરી આપવા હા પાડે છે. આપને કાંઇ ખોટું નથી ને અમારૂં કામ થાય છે."

"હા. આપના પરતાપે આ છોકરો ઠેકાણે પડે." વચ્ચે રૂક્ષ્મણિબાનો સ્વર સંભળાયો. "ભલા અમે આટલી અમારી રાખી ગણી તમને..................." વધારે કહેવા જતાં હતાં તેવામાં, ભગવાનરાય દેશાઇ અને સુન્દરબા તો હજી છાનાં માનાં સાંભળ્યાજ કરતાં હતાં પણ જયન્તિલાલનું નામ સાંભળતાંજ રૂદ્રસ્વરૂપ ધારણ કરેલાં વિજયાબાથી ન રહેવાયું:—

"શું નર્યા પચ્ચા વર્ષના ટરચા સાથે મારી અલકને?! દેશાઇ લાજો લાજો, બોલો છો તેનો વિચાર પણ કરો છો કે નહીં? ભોગ તમારા જો તમારા મદનનું ઠેકાણું ના પડતું હોય તો નાંખો...."

"હાં. હાં. બ્હેન ઉતાવળાં શું કામ થાઓ છો? મારા સમ જો કાંઇ બોલો તો',–પરમોદરાયે તેમને વધારે બોલતાં અટકાવવા યત્ન કર્યો. જો કે તે પણ રાયજીનાં વાક્યોથી નાખુશ તો થયા હતા,

"જોયું. સાળો કેવો સ્વાર્થીઓ લાગે છે?! 'બુઢ્ઢાને બાળકી આપી, બાંધે છે મિંઢળા મડે,' જેવું કરે છે. ડેમ રાસકલ્સ." બેરીસ્ટર વળી બબડ્યા.

મદનના મનમાં તો આવ્યું કે જાણે વિજયાબાને બે ચાર લગાવી દઉં. તે દાંત પિસવા લાગ્યો. હોઠ કરડવા લાગ્યો પણ પોતાનીજ વાત ચાલતી હતી એટલે બોલી શી રીતે શકાય!?

સવિતા પણ અલકનું લગ્ન ૫૦ વર્ષના બુઢા સાથે કરવાની પિતાજીની વાત સાંભળી આભીજ બની ગઇ. તેનું મન કંઇક તો મોહનરાય સાથે રહીને સુધરેલું બન્યુંજ હતું.

સુન્દરબાને પણ ત્ર્યંબકરાયજીની માગણી પસંદ નહોતી આવી અને તે વિજયાબાના જેવું અને જેટલું તો નહીં, પણ કાંઇક બોલત

તો ખરાં; પણ વિજયાબાના બોલવાથી તે મૌન્યજ ધરી રહ્યાં હતાં.

"પણ બોલીએ નહિ તો બેસી રહીએ? ભાઇ તો જાણે કાંઇ લાગતુંજ ન હોય તેમ બેસી રહ્યા છે. ભાભી પણ કાંઇ બોલતાં નથી. ઘણુંએ મેં તો ધાર્યું કે ના બોલીએ. પણ જુઓ તો ખરા પરમોદભાઇ એમનું બોલવું? પેલા છેક હલકા કૂળના ને ચિતાદેવીની સાથે પરણવા તૈયાર થયેલા જયન્તી સાથે બહેનનાં લગ્ન! મુઓને એ પરણે તોય ને ના પરણે તોપણ!! અને એમને તો સ્વાર્થ એટલે એમને પછી બીચારી અલકની શી સ્થિતિ થાય તેની કાંઇ પંચાત છે?! પણ જોજો ભાઇ! એ ઉતારે તેમ કુવામાં ઉતરતા! ખબરદાર જો ભાભી કાંઇ એવું કર્યું છે તો! મારી અલકને માટે તો એવો વર જોવો કે જેનું નામ! જેવી તે ડાહી અને હોંશીયાર છે તેવોજ તે પણ હોંશીયાર જોવો. વળી આપણું કૂળ કયાં ને એ જયન્તિલાલ કયાં? કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી! તે આપણે બારણે શોભે?! વળી મોહનની વહુને સિમંત ગયા પછી આપણે ત્યાં એવો શુભ પ્રસંગ પણ કયાં આવ્યો છે તે? પહેલા ખોળાની છોકરી છે, લાડમાં ઉછરી છે, તેના બરોબરીયો, એકાદ બે વર્ષ ફેરવાળો હોય તો તો જાણે ઠીક! આપણા ઘર જેવો ગૃહસ્થ તો કદાપી અત્યારે આપણને ના મળે, તોપણ આપણા ઘેર શોભે એવો, કૂળવાન, પછી તે ગરીબ હોય તો પણ શું! એ વાતનો આપણે ત્યાં શો ટોટો છે? ઘર જમાઇ કરીને રખાશે, પણ કૂળવાન અને રૂપાળો વર જોવો. અને ભણ્યો ગણ્યો મળે તો તો જાણે બહુ સારૂં પણ તેવો ન મળે તો તેને આપણે ભણાવીશું. પણ નર્યા છેક ઘરડા ટરચા તે શોધાય? તેના ઘરમાં ત્રણ તો છોકરાં છે. તેની સંભાળ મારી અલકને રાખવાની! વાહરે રાયજી તમારાએ બલિહારિ છે તો." બહુ બોલ્યાં

વિજયાબાએ ખુબ બોલી નાંખ્યું.

"બહેન, બોલી રહ્યાં? વધારે છે કાંઇ બાકી?" પરમોદરાયે વિનોદ કર્યો.

"શું બાકી હોય, કપાળ. જોને મ્હોટાભાઈ તો બોલતાજ નથી, ભાભી તમે કેમ બેસી રહ્યાં છો? મને તો આ વાત સાંભળતાં પેટમાં લાહ્ય ઉઠે છે."

"તમે બોલો છો ને પાછું મારેય બોલવાનું?! તમે ક્યાં ગાંડાં છો?!"

ત્રંબકરાયજી તો વિજયાબાના બોલ સાંભળી ઠંડા હીમ જેવા થઇ ગયા હતા. તેમના વિચાર મનમાંજ ડુબ્યા. સ્ત્રીજાતિનો હમેશાં એવો સ્વભાવ છે કે તેનાથી બહુ સાંખી રહેવાય નહિ. રૂક્ષ્મણીબા કાંઇક બોલવા જતાં હતાં, વળી મૂર્ખ મદન પણ વધારે ક્રોધી બન્યો હતો. પુત્ર મોહનરાય તો સર્વ થયેલા તોફાન (!) માટે પ્રથમથીજ ગ્હીડાયા હતા, સવિતા પણ ઉદાસ થઇ હતી. આ સર્વની થયેલી સ્થિતિનું ભાન દષ્ટારૂપે જ પ્રવૃત્તિ કરતા ભગવાનરાય દેશાઇને થયું હતું. વાતમાં વાત વધી જશે અને આવેલા મંગલ પ્રસંગ સંબંધી વિચારમાં કલેશ થશે એમ ધારીને સર્વને શાંતિદાયક વચનો દેશાઇ બોલ્યા કે–"બ્હેન! આપણે ગુસ્સે થવાયું કાંઇ કારણ નથી. આપણે તેમના કહેવા પ્રમાણે હજી કરી તો નથી બેઠાને? તેમ રાયજી અને તેમના કુટુંબના અભિપ્રાય તેમને યોગ્ય લાગવા પ્રમાણે તેમણે જણાવ્યા. આ જગત્‌માં આપ આપની સહુ કોઇને લાગી છે, તો પ્રસંગ આવતાં છતાં પણ, જો કોઇ પોતાનો સ્વાર્થ ન સાધે તો એક રીતે તે મૂર્ખજ ગણાય. રાયજીને આવો પ્રસંગ આવતાં તેમણે બને તો પોતાનો ઘાટ ઉતારવા ધાર્યું. તે નિખાલસ મનના કુટુંબે

સ્પષ્ટ વાર્તા આપણને જણાવી. તેમના ઉપર ગુસ્સે થવાને બદલે આપણે દયાની નજરથી જોવું જોઇએ. રાયજી તમે અને રૂક્ષ્મણિબા! તમનેજ આ ખાસ કહું છું. મારાં બહેન જરા ઉગ્ર સ્વભાવનાં છે તેથી તેમના બોલવાને લક્ષમાં લઇ સંતાપને પામશો નહીં. તેમ તમે મદન માટે ફિકર રાખશો નહીં. જો તે હવે આજથી થોડા વખતમાં કંઇક સુધર્યો છે એમ મારા જાણવામાં આવશે તો હું તેને જરૂર ઠેકાણે પાડીશ. આજે બહુ વખત થયો. (ઘડીયાલ સામું જોઇને) અગીયાર વાગી ગયા. માટે વળી બીજી વખતે વિચાર કરીશું. આજે તમને બધાંને નાહકનો ફેરો પડયો. મોહનરાયને પણ કામ મુકી અહીં આવવું પડયું. અને અલબત્ત તેના વિચાર આ બાબતમાં કેવા છે તે હું જાણું છું પણ તે વાસ્તવ રીતે જોતાં યોગ્ય નથી. પણ તેને તે અત્યારે નહીં સમજાય. હશે, આજ તો આ વિષય સંબંધી વિચાર બંધજ રાખીશું."

દેશાઇજી બોલી રહ્યા. સર્વ આ ઉત્તર સાંભળી શાંતિ પામ્યાં. એક પછી એક સર્વ વિદાય થવા માંડ્યાં. રાયજીએ કંઇક મદન માટે આશા મળવાથી અને દેશાઇના બોલવાથી શાંત થવાથી, વિનયપૂર્વક નમન કરી દેશાઇની રજા માગી. રૂક્ષ્મણિબા પણ સુન્દરબાની રજા માગતાં, દેશાઇને, 'ત્યારે રજા લઇએ છીએ' કહેતાં અને દેશાઇનો "પધારજો" ઉત્તર સાંભળતાં મદનસાથે વિદાય થયાં. થોડીવાર બેશી પરમોદરાય અને વિજયાબા પણ ઉઠયાં. મોહનરાય પણ તેમની સાથેજ ઉઠયા. વિજયાબાથેજ સવિતાએ પણ સાસુજીની રજા માગી.

એક પછી એક સર્વ વેરાયાં.



## પ્રકરણ ૫ મું.

### લગ્ન નિર્ણય.

૧

વિદ્યાવાન, સુશિલ સદ્ગુણ ભર્યો, શોધ્યોજડે સ્વામિ તો;
એ અર્થે ધનિ, નિર્ધની નવ ગણો, ઓછો વધુ, જ્ઞાતિનો.

(—કેસરવિજય)

૨

વય રૂપ ગુણ બળસાથ લ્યો, લક્ષ વિષે મતિવાન!
કુળ વરપક્ષતણું સદા, દેતાં કન્યાદાન.



આ લક્ષ્મીશોરીનો વિવાહ કયાં કરવો તે સંબંધી વિચાર કરવા માટે મળેલી સમાજ વેરાઇ. તે વખતે પ્રત્યક્ષ થયેલા સ્વરૂપથી એમ સ્પષ્ટ સમજાયું હતું કે, આ સંસારમાં વિવિધ પ્રકારનાં મનુષ્યો જોવામાં આવે છે, કપાળે કપાળે સર્વની જુદી જુદી મતિ હોય છે. સર્વની પ્રીતિના પદાર્થો પણ ભિન્ન ભિન્ન ભાસે છે. એકને જે વસ્તુ ઉપર અત્યંત પ્રીતિ હોય છે તે વસ્તુ અન્યને કેવલ અપ્રીતિમય ભાસે છે. સુખ અને સુખના હેતુઓ, દુઃખ અને દુઃખના હેતુઓ પણ પ્રત્યેક વ્યક્તિને માટે ભિન્ન ભિન્ન લાગે છે. એકની એકજ વસ્તુ એકને સુખકર ત્યારે તે બીજાને દુઃખકર હોય છે. પ્રત્યેક ઇચ્છે છે તો સુખજ, પણ તેની પ્રાપ્તિને માટેના માર્ગ જૂદા. પ્રત્યેક પોતાની

પસંદગીનો માર્ગ ઉત્તમ માને છે અને જેવી જેની પસંદગી તેવાં તેનાં પરિણામ ભોગવે છે. પોતે સુખરૂપ માનેલા ઇપ્સિત પદાર્થ અને તેની પ્રાપ્તિને માટે યોજેલી યોજના જો વાસ્તવ સુખરૂપ હોય તો તો ઇષ્ટાર્થ સિદ્ધ થાય છે; પરંતુ તે વિપરિત માર્ગે લઇ જનાર હોય તો પરિણામે સુખ શોધતાં ઉલટું દુઃખ શોધવું પડે છે. ભગવાનરાય દેશાઇ આ સર્વ સમજતા હતા. અલકકિશોરીના સંબંધમાં તેમનો વિચાર, સર્વ સ્નેહી સંબંધીઓની અનુમતિ અને સલાહ લઈ, બને તો સર્વને પસંદ પડે અને સર્વ ખુશી થાય તેવા વરને પસંદ કરી, તેને પોતાની કન્યાનું દાન દેવાનો હતો; પરંતુ પૂછવા યોગ્ય સ્નેહી સંધીઓને સાથે બોલાવી પૂછતાં, તેમજ પછીથી સર્વનો જૂદો જૂદો અભિપ્રાય લેતાં, સર્વેએ પોત પોતાના સ્વાર્થને લઇને, અથવા પોતાની રૂચિ પ્રમાણે કોઇએ કૂળના અભિમાનથી, અન્યે બીજા કારણથી, તો ત્રીજાએ શ્રીમંતાઇના ગર્વથી એમ જૂદી જૂદી પસંદગી બતાવેલી અને જૂદા જૂદા અભિપ્રાય આપેલા હોવાથી, દેશાઇ એવા મતના થયા હતા કે, સર્વેને એક સરખી રીતે પસંદ કરાય તેવો વર મેળવવો એ તો દુર્લભજ હતું. તેમ કરવાથી કાંઇ પરિણામ પણ શ્રેયસરૂપ નહોતું. આથી સર્વના વિચાર જાણ્યા પછી, હિતાહિતનો વિચાર કરી પોતેજ તેના સંબંધી નિર્ણય કરવો અને તે સર્વને જણાવવો એવા નિશ્ચય ઉપર તે આવ્યા હતા.

દેશાઇએ પોતાનો આ વિચાર અને નિશ્ચય સુન્દરબાને જણાવી દીધો હતો. એકવાર તે અને સુન્દરબા બેઠાં બેઠાં કંઇ વિચાર કરતાં હતાં, તેવામાં વાર્તાનું સ્વરૂપ બદલી તેમણે સુન્દરબાને નીચે પ્રમાણે કહ્યું:—

"હે સુન્દરી! તે તારા જ્ઞાનની બહારની વાત તો નથી; પરંતુ

તને કહું છું કે, હવે અલક તો દિવસે દિવસે મ્હોટી થતી જાય છે. પુત્રિરત્ન, તે મ્હોટી ઉમ્મરને પ્રાપ્ત થતાં હવે તે આપણા આંગણાને શોભાવવાને બદલે એબ લગાડે છે. તે બાપના ભારારૂપ છે અને તે તેને યોગ્ય સ્થાને જ રાખવાયોગ્ય છે. આજ સુધી જે અલકકિશોરી આપણે ત્યાં રમતી આપણા સર્વને આનંદ આપતી હતી તેમ અલકકિશોરી હવે વધારે વખત એવીજ સ્થિતિમાં આપણે ત્યાં રાખતાં દુઃખના વિષયરૂપ નીવડશે. તેનો કન્યા કાળ વહી જાય છે. હે સુલક્ષણિ! તું આ વાર્તા સારી રીતે સમજે છે એટલે તને આ કહેવાની જરૂર તો નથી જ. આપણે સવેળાજ તેના વિષે ચેત્યાં છીએ. જોને આપણે તે વખતે તેના સંબંધી નિર્ણય કરવા સર્વને એકઠાં પણ કર્યા હતાં. પણ તે વખતે તારા સમજવામાં ચોક્કસ રીતે આવ્યું હશે કે, લગ્નના કામમાં કેટલાક લોકોનું કહેવું જે એમ છે કે, છેક ચાંલ્લો થાય ત્યાં સુધી પણ બહાર વાત ન કાઢવી, તે કહેવું કેટલેક અંશે જોતાં ખોટું નથી. તે દિવસ પછી પણ મેં પરમોદભાઇને તેમજ બહેનને અને બીજાં પણ આપણાં પૂછવાયોગ્ય સંબંધીને આ સંબંધમાં પૂછ્યું છે. ત્રયંબકરાય દેશાઇ પણ ગઇ કાલે મને મળ્યા હતા ત્યારે વળી મેં સહજ વાત છેડી હતી. પરંતુ સર્વની પસંદગી, હે સુન્દરી! પોતપોતાના સ્વાર્થની મને લાગે છે. તેમાં દિકરીના હિત તરફ કોઇની ખાસ લાગણી હોય એમ મને ભાન થતું નથી. માટે મેં તો હવે આપણે બન્નેએ મળીનેજ જે કાંઇ વિચાર કરવા યોગ્ય હોય તે કરીને નક્કી કરી નાંખવાનું ધાર્યું છે. આપણી ન્યાત કાંઇ એટલી બધી મ્હોટી નથી તેમ આપણને એકે ઘર અજાણ્યું નથી. વળી ન્યાતના ગણ્યા ગાંઠ્યા વર પણ આપણાથી અજાણ્યા નથી. ન્યાતની છોકરી ન્યાત

માંજ દેવાની છે, એટલે જે છે તેમાંથી એકને પસંદ કરવા શિવાય છુટકો નથી. પરંતુ આપણે નિશ્ચય કરીએ તે પહેલાં મેં સર્વના કેવા કેવા વિચાર જાણ્યા છે તે તને સંક્ષેપમાં કહી સંભળાવું. તે તું એક ચિત્તથી સાંભળ.

પ્રથમ તો, હું તને તારા પુત્રનો એટલે તે કન્યા ઉપર જેનો ખરેખરો હક્ક છે તેનોજ વિચાર સંભળાવું. મારી રૂબરૂ તે દિવસે તો તે કાંઇ બોલી શકયો નહોતો પરંતુ મેં તેના આ વિષય ઉપર શા શા વિચાર છે તે જાણ્યા છે. તને આ વિચારો સાંભળી સહજ બળાપો થશે; પરંતુ તેમ કરવાનું કાંઇ પણ કારણ નથી. જો, આજ કાલ તેના જેવા વિચાર ઘણી સુધરેલી પ્રજાના છે અને તે સુધરેલી પ્રાશ્ચિમાત્ય પ્રજાનાજ દરેક વર્તનને પ્રિય ગણે છે, તેમાં તે મહત્તા માને છે, તેમાં તે નાવિનતા જુએ છે. એટલે તેના વિચાર એવા થયા હોય તો તેમાં આપણે સંતાપ કરવાનું કાંઇ કારણ નથી. માટે તું મિથ્યા દુ:ખી થઇ કલેશને અનુભવીશ નહીં. તેનો વીચાર એવો છે કે, પુત્રીને આવી ન્હાની ઉમ્મરમાં પરણાવવાની અને સંસાર સબંધમાં નાંખવાની કશી જરૂર નથી. તેને મ્હોટી થવા દેવી અને પછી તે પોતાની મેળે પોતાની પસંદગીનો સ્વામી સ્વીકારી લેશે એવું તેનું કહેવું છે. આપણા દેશના રીત રીવાજથી આ વિચાર કેવળ ઉલટો છે અને આવું વર્તન તે, આપણા મત પ્રમાણે તો હિણપદ લગાડનાર છે; પરંતુ એ સાંભળીને તું આશ્ચર્ય પામીશ કે સઘળી યુરોપી પ્રજામાં અને તેનેજ અનુકરણ કરનારાં કેટલાંક અત્રનાં કુટુંબોમાં પણ, આવો ધારો વિદ્યમાન છે. ખરી રીતે જોતાં તો મારા ધારવા પ્રમાણે આ ધારો યોગ્ય હોય કે આવા વિચારો તેમના સારા હોય તેમ નથી. અલબત્ત કુળાભિમાનમાં મત્ત બનેલાં, બાળલગ્નનાં

ઉત્તેજકો, અને દીકરીના દ્રવ્ય ઉપર આજીવિકા ઇચ્છતાં એટલે કન્યા વિક્રયને કરવાવાળાં ઘણાં માબાપો, પોતાના સ્વાર્થને અંગે યોગ્ય વરની પસંદગી ન કરવાથી, અનાથ દીકરીઓને હમેશને માટે દુઃખના દરીયામાં ઠેલે છે તેના કરતાં તો આવો ધારો પસંદ કરવાયોગ્ય છે, અને આપણામાં કેટલાંક લાકડે માંકડું વળગાડી દીધેલાં જોડાં દુઃખ ભોગવતાં અનુભવાય છે તેના કરતાં ત્યાંનો રીવાજ ખોટો નથી; પણ ત્યાંનાં ઘણાં કુટુંબો જે દુઃખને સહન કરતાં અને આપત્તિ ભોગવતાં આપણને વિવેક દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે તેના કરતાં તો પ્રમાણમાં આપણી પ્રજાનાં જોડાં ઘણાજ વધારે પ્રમાણમાં સુખી જણાય છે. આપણે અહીંયાં કન્યાને માટે વરની પસંદગી અને વરને માટે કન્યાની પસંદગી તે વર કન્યાના હાથમાં નથી હોતી, પણ તેનાં વડીલોના હાથમાં રહેલી હોય છે. આથી વડિલ કુટુંબીજનો સર્વ વાતનો—પોતાના અનુભવનો, પોતાની શક્તિનો, સ્હામા પક્ષની સ્થિતિનો, તેના કૂળનો, તેના ગુણનો એમ સર્વ વાતનો—વિચાર કરીને પછી પગલું ભરે છે અને તેમાં પરીણામે ઘણુંખરૂં સુખજ પમાય છે. ત્યાં આ પસંદગી, તે પરણવા ઇચ્છનારના હાથમાં હોવાથી, યૌવન મદને પ્રાપ્ત થયેલાં, જેમ અનેતેમ સંસારમાં પડવાની ઇચ્છાવાળાં, સ્ત્રીપુરુષો. કાંતો સ્હામા પક્ષના રૂપથી કે યૌવનમદથી મોહ પામે છે અથવા કેટલીકવાર તો એક પક્ષ અન્ય પક્ષની અમુક પ્રકારની ચાલાકીથીજ અંજાય છે અને થોડા વખતના અનુભવમાંજ ભવિષ્ય જીવનની ગાંઠ બાંધે છે. ઉભય પક્ષને પોતપોતાની સ્વતંત્રતા કરાય તો ઠીક, નહીં તો એક બીજાને વિદાયગીરી આપતાં, વળી બીજા માટે પ્રયત્ન આદરે છે. સ્હાંમા પક્ષની પસંદગીમાં શા શા ગુણો લક્ષમાં લેવા જોઇએ તેનું જેને ભાન નથી, તેમ કોઇ પણ

પ્રકારનો વ્યવહારનો જેને અનુભવ નથી, એવાં અણઘડ અને માત્ર હવે લગ્ન કરવું જોઇએ એટલુંજ સમજનારાં અને તેથી પરણવા તૈયાર થયેલાં સ્ત્રીપુરુષોમાં આપણે યોગ્ય પસંદગી માટે શાની આશા રાખવી ? ચાંચલ્યમનો વિકારને વશ થયેલાં, સતત સુખનેજ ઇચ્છતાં અને એકવાર અમુક પદાર્થની પ્રાપ્તિથી સુખ જ છે એવા નિશ્ચયવાળાં થયેલાં સ્ત્રીપુરુષો તેવી કાચી પસંદગીએ પ્રાપ્ત કરેલા પદાર્થમાં પરિણામે દુ:ખને અનુભવે તો પછી શું કરે? કાં તો તે દુ:ખમાં સડયાજ કરે અથવા પુનઃ સુખ પ્રાપ્ત કરવા ગમે તેવા ઉપાયોને સેવે. આપણે અહીં તો એકવાર લગ્નગાંઠથી જોડાયાં એટલે હે સુંદરિ ! બ્રાહ્મણ વગેરે ઉચ્ચ જ્ઞાતિમાંતો હમેશને માટે બંધનમાં પડ્યાંજ. કુંભારના હાંલ્લાંની પેઠે કે તેવા ધારાવાળાઓની પેઠે એક ન પસંદ પડતાં બીજું બદલવાનું નહીં અને વડિલોએ વિચાર કરી પોતપોતાને માટે નિર્માણ કરેલી પસંદગીમાંજ તૃપ્તી માની બેસવાનું એટલે આરંભથીજ સ્ત્રી પુરુષ એક બીજા પ્રતિ પ્રીતિપૂર્વક વર્તન ચલાવે એટલે પરિણામે સંતોષ થાય એમાં શું નવાઇ !? પણ હે સુશિલે! આ વાત આ પ્રસંગે ખાસ લક્ષમાં રાખવાની છે કે, જે વડિલોના હાથમાં તે વરકન્યાના ભવિષ્યજીવનનો આધાર છે અને જેના હાથમાં તેમને માટે વસ્તુ નિર્મિત કરવાની સત્તા આપવામાં આવી છે તેમણે તેનો દુરૂપયોગ કરવો ન જોઇએ. તે વડિલોએ પસંદગી કરતાં શી શી બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ તે પણ હું તને કહું છું પણ જરા વિષયથી વધારે આડા ઉતરી જવાથી મારાથી તને બીજાના અભિપ્રાયો જણાવાયા નથી માટે તે તું પ્રથમ સાંભળ.

તારા પુત્રનો અભિપ્રાય મેં તને જણાવ્યો અને તે તો આપણને ગ્રાહ્ય નથીજ. વળી તેના સસરાનો અને તેમના કુટુંબનો

અભિપ્રાય પણ, મેં તને જણાવ્યું કે ગઇ કાલે રાયજી મળ્યા હતા ત્યાં પૂછ્યો. જન્તીલાલને ત્યા ના થાય તો તેમનો અભિપ્રાય વળી બીજે ઠેકાણે તેમણે બતાવ્યો. પણ તે પણ આપણે યોગ્ય નથી. મને તેમણે જે નામ જણાવ્યું તેમાં પણ તેમનો કાંઇ સ્વાર્થ રહેલો લાગે છે. જે નામ તેમણે મને જણાવ્યું તે ગૃહસ્થનું નામ હું તને હાલ દેવા નથી માગતો પણ એટલું તો જણાવીશ કે કોઇ પણ રીતે તેમના મદનને ઠેકાણે પડાય તો ઠીક એવું તેમનું ધારવું છે અને તેમ કરવા તે ફાંફાં મારે છે. કાં તો સાટાથી, કાં તો ત્રેખડાથી કે છેવટે બારોબાર મ્હોટી રકમ મેળવીને પણ કામ પાર પાડવા ઇચ્છે છે. પણ તે છોકરીના હિત માટે તેમાં વિચાર કરતા નથી એ ઠીક નથી. હાલ તો તેમના ધારવા પ્રમાણે કાંઇ વળે તેમ નથી. આગળ ઉપર જો તેમનો મદન કંઇ સુધરશે તો તે આપણાં સંબંધી ઠર્યા એટલે તેમને બનતી મદદ આપીશું.

ઉપર પ્રમાણે મેં તને અલકના મોસાળ પક્ષનો અભિપ્રાય જણાવ્યો. હવે તને આપણા ઘરનાં માણસોના અભિપ્રાય જણાવું. વિજયાબહેન,–તું જાણે છેજ કે, આપણી સર્વ મ્હોટાઇને ખરેખરાં અનુભવનારાં તેજ છે, આપણાં સર્વ કુળનું ખરૂં અભિમાન તેમના-માંજ છે. પણ તેવું અભિમાન પણ ઠીક નથી. તેમનો વિચાર પેલા ગોવિંદલાલના માત્ર હમણાંજ ઉપવિત આપેલા કુંજવિહારને આપણી અલકનો હાથ સોંપવાનો છે. અલબત્ત ગોવિંદલાલ, કૂળમાં આપણા કરતાં પણ સહજ ચ્હડે, પણ તે સ્થિતિના જરા એવા એથી આપણે ત્યાં હા પાડે. જો આપણી શ્રીમંતાઇ લક્ષમાં ન લે તો આપણને તે ચોખ્ખી ના પણ પાડે. આજ કાલમાં તે છોકરો ઝડપાઇજ જવાનો. વિજયાબહેનનો વિચાર તે કુંજવિહારી સાથે અલકનાં લગ્ન

કરી તેને ઘરજમાઇ તરિકે રાખી, ભણાવી ગણાવી હોંશિયાર કરવાનો છે. પરંતું તે છોકરાની ઉમ્મર જ્યારે છ સાત વર્ષની માણુ માણુ છે ત્યારે અલક ઉમ્મરમાં નવ દશ વર્ષની થઇ છે, એ બહેનના લક્ષમાં આવતું નથી. એ તો કહે છે, ઓહો! બે વર્ષ તે શું હીસાબમાં ? કાલે ફેર ભાગી જશે. આ બહેનનું કહેવું માત્ર કૂળાભિમાનને લીધેજ છે પણ તેથી કન્યાનો કેટલો સ્વાર્થ બગડે તે તરફ તે જોતાં નથી માટે તે પણ આપણે યોગ્ય નથી.

ઉપર પ્રમાણે સર્વના વિચાર મેં તને કહ્યા. પરમોદભાઇનો વિચાર તો જેમ આપણે કરીએ તે ઠીક એવોજ છે. ખાસ તેમણે મને કાંઇ વિચાર બતાવ્યો નહીં. પણ તેમણે તો તેમને પૂછતાં, "આપણા ઘરનો વિવાહ તે કાંઈ જે તે કહેવાય! જેટલો બને તેટલો લ્હાવો લેવો, મ્હોટો મંડપ બાંધવો, ખૂબ પૈસા તેમાં ખરચવા, લગ્નમાં ભારે ખરચ કરવો." વગેરે કહેતાં, વરનું ઠેકાણું નહીં ને ઘેર વાજાં વગાડવા જેવી વાત કરી. વરની પસંદગીમાં અભિપ્રાય આપવા તરફ તેમનું ધ્યાન ખેંચતાં તો, માત્ર જેમ ઠીક પડે તેમ કરવું" એટલુંજ તે બોલ્યા હતા. આપણે જે કરીએ તે તેમને તો પસંદજ એટલે હવે હે ભલી સ્ત્રિ ! આ સર્વના વિચાર સાંભળી શું કરવું તે આપણેજ હવે વિચારીએ.

ત્યાં, કન્યા કાળે પહોંચેલી બાળકીના સંબંધમાં તેના માબાપે વરની પસંદગી કરવામાં, વય, રૂપ, ગુણ, કૂળ, અને બળ એ પાંચે વસ્તુ ઉપર વિચાર કરવાનો છે. વયની બાબતમાં આપણી અલક દશ વર્ષની ગણતાં, શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે, ઓછામાં ઓછો પાંચ અને વધારેમાં વધારે પંદર વર્ષે મ્હોટો એવો વર જોવો જોઇએ. તેમ તે વર આપણી કન્યાના કરતાં સહજ વધારે- અથવા છેવટે

તેના જેટલો—સ્વરૂપવાન, જ્યાં સુધી બને ત્યાં સુધી, પસંદ કરવો. વળી એકલું વય અને રૂપ જોઇને જ ન બેસી રહેતાં, તેના (વરના) ગુણ ઉપર પણ આપણે લક્ષ આપવું ઘટે છે તું જાણે છે કે, આપણી અલક ગુણમાં સર્વ પ્રકારે આપણને સંતોષ આપનારી નીવડી છે, તે પ્રમાણે તે વર પણ વિનયી, વિવેકી, વિદ્યાવાળો તેમ બીજા સદ્દગુણોથી યુક્ત છે કે કેમ ? તેમ કુળમાં પણ આપણાથી, જો કે કૂળાભિમાનથી આપણે મુક્ત છીએ તો પણ, છેક કોઇ હલકાને ત્યાં દેવાશે નહીં; માટે તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. આ પ્રમાણે વય, રૂપ, ગુણ અને કૂળ એ સર્વનો વિચાર કર્યા પછી મુખ્ય તેના આરોગ્ય સંબંધી જોવાનું છે, એટલે તે નિરોગી અને સર્વાંગે સંપૂર્ણ છે કે કેમ ? તેની પણ તપાસ કરવી જોઇએ. આ પ્રમાણે પાંચે વસ્તુઓ તપાસી તે વરની પસંદગી કરવી. વળી તે કરવા પૂર્વે તેના જન્માક્ષર પણ લાવીને આપણી અલકના જન્માક્ષર સાથે મેળવવા અને જોવું કે તે મળતા આવે છે કે નહીં.

આ ઉપર કહેલી સર્વ વાતોને લક્ષમાં લેતાં, તેમાંથી જેટલી જેટલી જેટલા જેટલા પ્રમાણમાં વધારે સંતોષકારક બાબતો હોય તેવા પ્રકારનો વર મળે તેટલી અલક વિશેષ ભાગ્યશાળી, એમ તારે જાણવું."

ઉપર પ્રમાણે દેશાઇજીનાં વચન ધ્યાનપૂર્વક સાંભળતાં હતાં એવાં ધર્મમૂર્તિસ્વરૂપ સુન્દરબા તેમનું કહેવું પૂરૂ થતાં સવિનય કહેવા લાગ્યાં કઃ—"હે સ્વામિન્ ! આપનું કહેવું મેં સાંભળ્યું, તેમ સર્વના અભિપ્રાયો પણ જાણ્યા. હવે આપના ધ્યાનમાં આવે તેમ, આપે હમણાંજ મને બતાવ્યાં એવાં લક્ષણોવાળો વર આપણી જ્ઞાતિમાં આપને યોગ્ય લાગતો હોય તે પસંદ કરો એટલે તેના જન્માક્ષર

આપણે મંગાવી નક્કી કરી નાંખીએ અને આપણે માથે આવેલા આ એક કર્તવ્યમાંથી મુક્ત થઇએ."

સુન્દરબાનું આ કહેવું થતાં દેશાઇએ તે વખતે પોતાની જ્ઞાતિમાંના કુંવારા કેટલાક છોકરાનું પૂર્વથી કરી રાખેલું એક લીસ્ટ કાઢયું અને એકે એકે નામ દઇ દઇને હવે તે, સર્વના ગુણદોષનું વર્ણન કરતાં, પસંદગી કરવા લાગ્યા.

એક પછી એક બધાં નામો તે જોઇ ગયા. પણ તેમણે આવશ્યક માનેલી સર્વ બાબતોમાં વિજયી નીવડનાર તો એક પણ વર તેમના ધ્યાનમાં ન આવ્યો. એકવાર, બેવાર, ત્રણવાર એમ વિચાર કરી કરીને લીસ્ટ જોયું, ઉથલાવ્યું, વિચાર કર્યો અને આખરે તેમણે સુન્દરબાને જણાવ્યું કે:–"બાપુરાયજીના વૃજકિશોરના કૃષ્ણકુમારની સાથે નક્કી કરી નાંખવાનો મેં નિશ્ચય કર્યો છે; માટે તે છોકરાના જન્માક્ષર કાલે મંગાવજો. વયમાં તે છોકરાની ઉમ્મર આશરે સોળ સત્તર વર્ષની હોવાનો સંભવ છે, એટલે તે આપણી અલક કરતાં કંઇ નહીં તો છ સાત વર્ષે મ્હોટો છે, તેમ કૂળમાં પણ તે આપણા ઘરને શોભાવે એવો છે. રૂપમાં પણ ગઇ વખતે ન્યાત ભરાઇ ત્યારે મેં જોયો હતો તો આપણી અલકના સૌન્દર્યને પણ ઢાંકી નાંખે તેવો છે; તેમ તે આરોગ્ય પણ લાગે છે. અત્યાર સુધી તે અત્રે ન રહેતાં તેના પિતાની સાથે કાઠિયાવાડમાં રહેતો હતો અને ત્યાંજ વિદ્યાભ્યાસ વગેરે કરતો હતો એટલે તેના સંબંધી વિશેષ આપણને ખબર નથી તો પણ અભ્યાસમાં આ વખતે મેટ્રિક્યુલેશનમાં પાસ થયો છે. વળી તેનાં માબાપ સર્વ સદ્‌ગુણથી યુક્ત છે અને તે છોકરાના પણ વર્તનની વિરૂદ્ધ આપણે અદ્યાપિ કાંઇ સાંભળ્યું નથી. વળી હવે તો તે અહીંજ આગળ અભ્યાસ કરવા રહેવાનો છે એમ

એમ મારા જાણુવામાં આવ્યું છે એટલે જો તેના જન્માક્ષર આપણી અલકના જન્માક્ષર સાથે મળતા આવતા હોય તો તે વરના જેવો બીજો એક મારી ધ્યાનમાં આવતો નથી. અત્યાર સુધી તે અહીં નહોતો એટલેજ તે કુંવારો આવડો મ્હોટો થવા પામ્યો હશે એમ હું ધારૂં છું. હવે આ વખતે તે પહેલેજ વર્ષે પરીક્ષામાં પાસ થવાથી તેના પ્રતિ બીજાનું લક્ષ પણ ખેંચાયું હશે. માટે કાલેજ તું જન્માક્ષર મંગાવજે અને ઇશ્વરેચ્છાતો હવે આજ કાલમાં જ આપણે નક્કી કરી નાંખીશું."

બીજે દિવસેજ કૃષ્ણકુમારના જન્માક્ષર મંગાવતાં તેના માતા પિતાએ તે ખુશીથી મોકલાવ્યા. જન્માક્ષરમાં આખરે દંપતી સર્વ વાતે સુખી થશે એમ જણાયું અને ત્યાંજ વિવાહ કરવાનું નક્કી કર્યું.

બાપુરાયને ત્યાં, દેશાઇ તરફથી કહેણ જતાં તેનો સ્વીકાર થયો અને વિવાહ પણ નક્કી થયો. શુભ મુહૂર્ત લેવાયું. દેશાઇએ સર્વને તે બાબતની ખબર આપી દીધી· દેશાઇજીનો નિર્ણય ફેરવી શકે તેમ તો કોઇ હતુંજ નહિ. એટલે સર્વેએ ખુશી નાખુશીથી પણ તેનો સ્વીકાર કર્યો. મંગલ દિન આવી પહોંચ્યો. નિર્વિઘ્ને લગ્ન ક્રિયાની સમાપ્તિ થતાં વિવાહ પ્રસંગે એકઠા મળેલા સ્ત્રી મંડળે આનંદપૂર્વક ગાયું કેઃ—

"અમે ઇડરિયો ગઢ જીત્યાંરે આનંદ ભર્યો.
"અમે અલકબા પરણાવી ઉઠયાંરે આનંદ ભર્યો."



# પ્રકરણ ૬ ઠું.

## વિદાયગિરી.

શાણી તુજને શીખામણ શી આપવી,
જાણે છે તું યોગ્યાયોગ્ય વિચાર જો.
જેવો સમય જુએ ત્યાં તેવું ચાલજે;
સો શબ્દોનો એક કહ્યો આ સાર જો.

( —શ્રી ભામિનીભૂષણ. )



ગળ પ્રસંગ નિર્વિઘ્ન સમાપ્ત થયો. હિંદુ સંસારમાં આવા પ્રસંગો છેવટે સહેજ પણ ગ્હડભડાટ વિના પસાર થતા ભાગ્યેજ જોવામાં આવે છે. કાંતો પેરામણીમાં, કાંતો કન્યાદાનમાં, કાંતો વસ્ત્ર પહ્લામાં કે છેવટે ગીત ગાતાં સ્ત્રીવૃન્દ તરફથી મરાતા માર્મિક મહેણારૂપ ટુચકાથી પણ ઉભયપક્ષને સહેજ બોલાચાલી તો થાય છેજ. કેટલેક ઠેકાણે તો આ બોલાચાલીનું એવું ભયંકર પરિણામ આવે છે કે, તેથી તે પ્રસંગે થયેલો કલહ ત્યાર પછી પણ ઘણાં વર્ષસુધી પહોંચે છે અને તેના ભોગરૂપ તે નવલ વરવહુને પણ થવું પડે છે. અહીં તેમાંનું કાંઇ પણ થવા પામ્યું નહોતું. ઉભયપક્ષ તરફથી તેવા કોઇ પણ તરેહનો અસંતોષ મળે તેવું કારણ ઉત્પન્ન ન થાય તેની ખાસ કાળજી રાખવામાં આવી હતી. આનંદ આનંદજ ઉભય કુટુંબમાં જણાતો હતો.

આજે જાનને વિદાયગિરી આપવાની હતી. વળાવવાના વખતને થોડીવાર હતી. સર્વ તેને માટે તૈયારી કરવાની વ્યવસ્થામાં રોકાયલાં હતાં. તે વખતે કંઇક એકાંતમળવાથી સુન્દરબાએ અલકકિશોરીને બોલાવી. નવોઢા બનેલી અલકે પ્રીતિ પૂર્વક વૃદ્ધ માતાને નમન કર્યું અને તે તેમની પાસે બેઠી; સુન્દરબાએ તેના માથાઉપર હાથ ફેરવી, તેનો જય ઇચ્છતાં પછી ધીમા ધીમા પણ ગંભીર સાદે તેને કંઇક શિખામણરૂપ બે બોલ કહેવા વિચારી નીચે પ્રમાણે કહેવા માંડયું:—

"હે બહેન! આજે તને સાસરે વળાવવાની છે. આજ સુધી તારે એક બાળકી તરીકે અહીં જે રીતે વર્તન કરવાનું હતું, તે તારો વેશ હવે આજથી બદલાયો છે. આજથી તું હવે સ્ત્રી સંજ્ઞાને પાત્ર થઇ છે. આજથી તારે તારી જૂદી ફરજો બજાવવાનો આરંભ થાય છે.

હે પુત્રિ! આજસુધીમાં તેં જે શિક્ષણ લીધું છે તે તારા શિક્ષણમાં, તારે સાસરામાં કેવી રીતે વર્તવું વગેરે સર્વ આવી ગયું છે. આ સંબંધી જૂદે જૂદે પ્રસંગે, તને કહેવા યોગ્ય સર્વ કહ્યું હોવા છતાં, જો કાંઇ વસ્તુ તને કહેવાયોગ્ય રહી ગઇ હોય તો તેમાં સારાસારનો વિચાર કરી સાર ગૃહણ કરવાવાળી તારી બુદ્ધિએ તે સર્વ તું તારી મેળેજ વીચારી વર્તજે. તને હવે અત્યારે વિશેષ શિખવવાનું કે કહેવાનું તો નથી, તો પણ મારો ધર્મ સમજીને હું નીચે પ્રમાણે તને બે બોલ કહું છું તે તું ધ્યાનપૂર્વક સાંભળ. તેનું મનન કર્યા કરજે અને કદિ પણ વીસરીસ નહીં. આ પ્રમાણે કહી સુન્દરબાએ તેને સુનીતિમય શિક્ષા સંભળાવી:—

## ગરબી.

સાસરીએ જાતાં બહેન ! શિખામણ સારી,
આપું હું તુજને આજ, પ્રિય ભગિનિ ! મારી:
છું સુજ્ઞ, સુતા ! ડાહી વળી શાણી ભારી,
સમજુ છે, પણ કહું ધર્મ મારો હું ધારી—ટેક.

ભેટસાથ જઇ સાસુજીને પ્રથમ લાગજે પાયરે,
પછી નણંદી, જેઠાણીને જેથી તે રીઝાય. શિખામણ સારી.

નાની નણદી દેરાણીના પૂછી કુશળ ક્ષેમરે,
વડિલ શ્વસુરને નમન તું કરજે, રાખી હૃદયે પ્રેમ. શિખામણ.

અન્ય વડિલપુરુષોસમિપે તું, રખે દીકરી જાતીરે,
પ્રત્યુત્તર આપજે પૂછતાં, વિનયથી, નવ શરમાતી. શિખામણ.

મર્યાદાથી, મૃદુવાણીથી, ધીમે સાદે વદીએરે,
છાની વાર્તા કરે કોઇ તે, શ્રવણ ન કરીએ કદીએ. શિખામણ.

વડિલાજ્ઞાવિણ પડોશ ઘર, કે અન્ય ગૃહે નવ જઇએરે,
ઘરનું કાર્ય કરીને પ્રીતે, સહુને વ્હાલાં થઇએ. શિખામણ.
વડિલ વર્ગની સાથે વાર્તા, કરીએ હરીએ ફરીએરે,
પુરુષ અન્યની સાથે કો દિન શબ્દોચ્ચાર ન કરીએ. શિખામણ.
ઘરની વાતો બહાર ન કરીએ, મનડું રાખી મ્હોટું રે;
સાચું જુઠું કોઇનું ન કરતી, હોય ખરૂં કે ખોટું. શિખામણ.
દોષ આપણો કાઢે કો તો, ક્રોધી જરી ન થઇએરે;
શિક્ષા દઇએ ન્હાનાંને, મ્હોટાંની શિક્ષા લઇએ. શિખામણ.

આભૂષણુ કે અન્ય દ્વેષથી, પંડ ન નાંખતી બાળીરે,
સંતાપીશ ના, રહી સંતોષે, સ્થિતિ નિજ પ્રિય સંભાળી શિખામણ.
હૃદય ધરીને મનન તું કરજે, આ શિખામણુ ખાસરે;
રમતાં, હસતાં, કદિ પણુ કોનું કરીશ ના તું હાસ્ય. શિખામણ.

હે શાણી દિકરી! આ મારી શિક્ષાને તું ખાસ સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવા ચૂકીશ નહીં. અત્યારે તને વિસ્તારથી વધારે કહેવાનો સમય નથી. મંગળ મુહૂર્ત તને વળાવવાનું થવા આવ્યું છે, માટે હે સુલક્ષણી સુતા!

કહ્યું થોડું તદપિ પ્રિય બ્હેન! ઘણું કહ્યું માનજે,
તને આપી શીખામણુ આજ, પ્રમાણે તે ચાલજે;
વ્હાલિ વદતું, વાકય વિશેષ અગત્ય ના ધારતી,
કરી સાર અસાર વિચાર, તું સારને ધારતી;
શાણી પામે સુતા સદા સુખ હૃદય એવું હું ચહું,
ધારી માતાતણો મન ધર્મ, શિખામણ આ કહું;
જરી મન તું ધરીશ ન બહેન, અણુસમજુ તને ઘણું,
જેથી શીખામણના બોલ, તારાપ્રતિ હું ભણું;
જાણું દીકરી! તું પાકી છે રત્ન, યત્ન કર્યે નહિ મળે,
માનું મનમાં ખરે હું ધન્ય, કહું શું આ પળે;
સાસુ શ્વસુરનું કરી સર્વ કાજ સંતોષ પમાડજે,
નાની નણુદી ન થાયે નારાજ હેતેથી રમાડજે;
છે તું સમજુ ને સુજ્ઞ અપાર, કહું શું કથી કથી,
દેરાણી ને જેઠાણીનું મન મેળવજે તું યુક્તિથી,

લેજે પડતું ઉપાડી વેણુ વડિલતણું સદા જે,
વ્હાલિ! આડોશી પાડોશી સાથ વિવેકથી વર્તજે,
શાણી પુત્રિ! સાસરિયે તું સુખ સહુને આપજે,
અમે પામીએ કોદિ ન ગાળ, સંભાળથી ચાલજે;
રહ્યો સ્ત્રીજાતીનો એ સ્વભાવ સ્વતંત્રતા તે ચહે,
વૃત્તિ ચંચળ વિણુઅંકુશ, સ્વચ્છંદ સદા વહે;
નારી, વેલી, ને મૂર્ખ નરેશ, સંબંધ જરા થશે,
ધારી સંગતણો સદા રંગ ટેવ તેવી રાખશે;
રાખી સૂત્ર આ સ્મરણુ સદાય, વિવેકે વિચારજે,
રહી દુર્જનથી બહુ દૂર રૂડો સંગ ધારજે;
મોભો જાળવી સેવકવર્ગને સ્નેહ બતાવજે,
બને ત્યાં લગી સેવકમાંહ્ય સ્ત્રીને સુતા! રાખજે,
અણુચાલ્યે જો હોય પુરુષ, બહેની આમ વર્તજે;
લેજે સતત્ તું બહેન સંભાળ બધે તે સુખે ફરે,
વિણુ આજ્ઞા, કદી અવરોધ પ્રવેશ નહિં કરે.
કહું જે હું તે માનજે સત્ય, રખે વ્હાલિ! વિસરે;
સર્વસદ્ગુણુસંપન્ન બહેન! થજે જઇ સાસરે.

હે બહેન! તને વધારે શું કહું? તને હવે કાંઇ કહેવાનું બાકી નથી. એક રીતે તારાથી મારો હવે વિયોગ થવાનો તેથી અસંતોષ તો થાય તોપણુ તે અસંતોષ યોગ્ય નથી. આજથી તારા જીવનનો આરંભ થાય છે. આજથી તું નવી દુનિયામાં પ્રવેશ કરે છે અને ત્યાં તું સર્વ રીતે સુખી થાય એવીજ મારી અંતરની શુભેચ્છા છે.

દીકરી તારૂં કલ્યાણ થજો." સુન્દરબાનાં ચક્ષુઓ સ્નેહવારિથી ભરાયાં. તે શાંત રહ્યાં.

ઉપર પ્રમાણેનાં સુન્દરબાદાદીના શિક્ષાવચનો અલકકિશોરીએ વિનયપૂર્વક અને ધ્યાનપૂર્વક સાંભળ્યાં. વૃદ્ધ માતાજીનું બોલવું પુરૂ થતાં તે તેમને નમન કરીને કહેવા લાગી:—

"હે માતાજી! આપે અત્યાર સુધી, જે સદ્બોધ આપ્યો છે, જે સુનીતિ શીખવી છે, જે સન્માર્ગ બતાવ્યો છે તે સર્વને હું પ્રાણ-ત્યાગપર્યન્ત પણ વીસારીશ નહિ. આ તમારાં વચનો હું મારા હૃદયમાં કોતરી રાખીશ અને તે પ્રમાણે વર્તવા કદાપિ પણ ચૂકીશ નહિ."

અલક સુન્દરબાને પગે લાગી એટલામાં ત્યાં વિજયાબા આવી પહોચ્યાં.

"કેમ ભાભી! શું કરોછો? અલક બહેન સાથે શી વાતો કરો છો?" હસતાં હસતાં આવતાં વિજયાબાએ પ્રશ્ન કર્યો; તેના ઉત્તરમાં સુંદરબાએ પણ પ્રસન્ન મુખમુદ્રાથી જણાવ્યું:—

"આવો, મ્હોટાં બહેન! સહેજજ હું અને અલકબા બેઠાં છીએ. હવે તો અલક બહેન આજથી વિખૂટાં પડવાનાં. તે આજે જવાનાં તેથી સાસરામાં કેમ વર્તવું, કેમ બોલવું, કેમ ચાલવું, કેમ હરવું ફરવું, એ સંબંધી બે બોલ કહેતી હતી. હું કહી રહી ને એટલામાંજ તમે આવ્યાં. બહેન! મેં તેને જણાવ્યું કે, ત્યાં જઇને એવી રીતે વર્તજે કે જેથી હવે અમારે કોઇ રીતે સંતાપ કરવાનું ના રહે. અલક ડાહી છે. આપણું કહ્યું ભૂલે એવી તો નથી. તોપણ કહું છું કે!! 'શેઠની શીખામણ ઝાંપા સુધી' એવું ન કરીશ. અમે તો અમારો આ ધર્મ

બન્યો છે. તને પાળી પોષી મ્હોટી કરીને યોગ્ય વયે અન્યને સોંપીએ છીએ. હવે ત્યાં તારો જય થાય અને ભવિષ્યમાં તમે સુખી થાઓ. એ જોઇને અમારે તો સંતોષ પામવાનું."

"હાસ્તો ભાભી! ઠીક કર્યું એ તમે બધી વાતનું પાછું યાદ દેવડાવ્યું તે. તમે તેને રૂડી રીતે કેળવી છે એટલે હવે તેના સંબંધી કાંઇ ફીકર રાખવા જેવું છે જ નહિ. બહેન અલક! જો તારા મ્હોટાં-બાએ જે તને શીખામણ કહી તે સર્વ હૈયામાં ઘુંટી રાખજે, તારા હૃદયમાં કોરી રાખજે, જરાએ ભૂલીશ નહિ અને તે પ્રમાણે વર્તવા ચૂકીશ નહીં. ત્યાં ડાહી થજે. જો આજથી તારે પરાયાં પોતાનાં અને પોતાનાં પરાયાં કરવાનો પ્રસંગ આવ્યો છે. ત્યાં જઇને પરાયાં પોતાનાં તો કરજે પણ જોજે આ પોતાનાં અમને વિસારીશ નહિ. ત્યાં જઇને બેટા! સહુને વ્હાલી લાગુ એમ વર્તજે. વૃદ્ધ વડ સાસુને જતાં વાંત પગે લાગજે. પછી તારાં સાસુજીને પગે લાગી, જેઠાણીને અને તારાં મ્હોટાં નણંદને પણ નમન કરજે. નાની નણંદને પ્રેમથી બોલાવી તેની ખબર પૂછજે, સર્વના ઉપર પ્રીતિ રાખજે. અમારા સર્વ તરફથી પણ એ સર્વની ખબર પૂછજે. ત્યાં બધાંનાં મન મેળવી લેજે. જો, તારૂં કુટુંબ ઘણું મ્હોટું છે માટે કોઈ કાંઇ કહે, પણ એ સર્વને તું મનમાં લાવીશ નહિ. અને જીવને નકામી સંતાપીશ નહિ. જીવને હમેશાં ખુશીમાં રાખજે. વળી કોઇ રીતે અમુઝાઇશ નહિ. પહેલવહેલી અમારાથી જુદી પડતાં, હમણાં થોડા દિવસ ત્યાં જીવ ના ગોઠે ત્યાં સુધી ત્યાંથી રજા લઇને તારાં નણંદ અથવા કોઇ બીજાને સાથે લઇને અહીં આવતી રહેજે. પણ ત્યાં આમથી તેમ આડોશીપાડોશીને ત્યાં નકામી રખડીશ નહિ. કોઇ ઠેકાણે વાતોના તડાકાએ નકામી ના ચઢીશ. જો બહેન હમણાં

તને અછોઅછો વાનાં કરશે અને તારા કોઇ પણ જાતના બોલવા ચાલવાથી તે કોઇ તને મ્હોંડે કહેશે નહીં પણ મનમાં તો તોલ કરશેજ. માટે પ્રથમથી તું હુલાવ્યા ફુલાવ્યાથી રાજી રાજી થઈ જઇ તારૂં પોતાનું ભાન ભૂલીશ નહિ પણ સાવધાન રહીને, સર્વ વર્તન એવી રીતનું રાખજે કે જેથી તારો ભારબોજ પડે. તેમ ડાહ્યામાં તારી ગણત્રી થાય. અત્યાર સુધી તું અહીં હતી ત્યાં સુધી તો લાડમાં રહેતી હતી અને અહીં ગમે તેમ વર્તતી તોપણ કોઇ કાંઇ કહે તેમ નહોતું પણ બહેન! હવે તો તું ત્યાં—સાસરે જાય છે. એટલે તું-તારા ધર્મનું જ્ઞાન, તને પહેલેથીજ તારા દાદા દાદીએ આપ્યું છે તે પ્રમાણે ત્યાં-જેમ રહેવું જોઇએ તેવી રીતે રહેજે. જો દીકરા! ફરીથી તને કહું છું કે, આ બધું યાદ રાખજે હો. ત્યાં સુખી થજે એજ મારી આશિષ છે.” એમ વિજયાબાએ પણ કેટલાંક બોધ વચનો અલકને સંભળાવ્યાં.

અલકકિશોરી તેનાં બાફોઇનું કહેવું પણ ધ્યાનપૂર્વક, નીચે મ્હોંએ સાંભળતી હતી. વિજયાબાનું કહેવું પુરૂં થતાં, જાણે તેણે સર્વ વચનોને પોતાના અંતઃકરણમાં ઉતાર્યા હોય એવા ભાવને સૂચવતાં પ્રીતિપૂર્વક નમન કર્યું.

તમે પણ મ્હોટાં બહેન! ઠીક અલકને આજે સોના મહોર જેવી શીખામણ કહી. સુન્દરબાએ વિજયાબાને કહ્યું અને વધારામાં અલક સાંભળે તેવી રીતે વિજયાબાને સંબોધતાં હોય તેમ બોલ્યાં:—

“જુઓને મ્હોટાંબા આપણે આ કરતાં વધારે એને શું કહીએ. જો આપેલી શીખામણ પ્રમાણે અને શીખવેલી નીતિ પ્રમાણે વર્તશે તો સુખી થશે. નહીં તો તો જેવું જેનું ભવિષ્ય. જે પ્રમાણે જેવું

જેનું કર્મ તે પ્રમાણે બુદ્ધિ સૂઝવાની જ. આપણે કયાં આઘે જોવાનું છે. મોહનનીજ વાત કરોને!? કયાં તે આપણું કોઇનું માને છે. આપણે તેને શું કરીએ છીએ. હશે એ વાત અત્યારે સંભારતાં નકામો કલેશ થશે. બહેન જુઓ આપણે સ્ત્રીઓએ આ સંસારમાં અવતાર ગાળવો ને શૂળીની ધાર ઉપર રહેવું તે બે સરખું છે. શિયળ સાચવવા તરફ લક્ષ આપવું એ આપણું પહેલું કામ, તેમજ પોતાના સાસરામાં વડિલ જ્યાં સુધી હોય ત્યાં સુધી વડિલને તેમજ પોતાના પતિને પ્રસન્ન રાખવા કાળજી રાખવી અને વડિલવર્ગ માથે ન હોય તો પતિને પ્રસન્ન રાખવા તત્પર રહેવું; વળી વસ્તારી થતાં તે સંબંધી પણ પૂરતી કાળજી કરવાની છે. સ્ત્રી એ રાજમાં જેમ પ્રધાન તેમ ઘરમાં પ્રધાન ગણાય. પુરૂષ તો બીચારા કમાઇ જાણે. પછી તે ઘરની વ્યવસ્થા તો આપણે સ્ત્રીઓએજ રાખવાની હોય! વ્યવહાર ખેડવામાં તો મુખ્ય સ્ત્રીનું જ કામ. વળી જો સાસરામાં પોતાનાં સાસુ, સસરો વગેરે સર્વ સારાં હોય તો ઠીક પણ તે ભાગ્યજોગે નબળાં મળ્યાં તો વળી પૂરી કમબખ્તી. એ સારાં હોય ને પતિ નઠારો મળ્યો હોય તોય દશા ભૂંડી. આવે વખતે જ સ્ત્રીની કસોટી જોવાય છે. બધું ઠીક ઠીક હોય તો તો સુખમાં રહેવાયજ પણ જ્યારે દુખના પ્રસંગો આવે ને તે વખતે ધૈર્ય રખાય ને ધર્મ સચવાય ત્યારેજ આપણે આપણો જન્મ સાર્થકય કર્યો કહેવાય. સ્ત્રીએ ગમેતેવો પતિ મળ્યો હોય તોપણ તેની સેવા ચાકરી તેને પરમેશ્વર તુલ્ય ગણીને ઉઠાવવી ને તેને પ્રસન્ન રાખવો જોઇએ. પતિ જ્યારે ખરાબ હોય ને તેને સુધારીએ ત્યારેજ ખરી વાત. આ બધું કાંઈ ઓછુંજ કહે શીખાય છે. બહેન!......"

અલકકીશોરીએ આ વચનો પણ સાંભળ્યાં, હૃદયમાં ઉતાર્યાં,

અને આડકતરી રીતે પોતાને સંભળાવા માતાએ કહેલાં વચનો પ્રમાણે વર્તવા નિશ્ચય કર્યો.

સુન્દરબા હજી તો પુરૂં બોલી પણ નહોતાં રહ્યાં એટલામાં, જાનવિદાયગીરીનો સમય થવા આવ્યો હોવાથી એક પછી એક સર્વ ભરાવા માંડયાં. વાત બંધ રહી. થોડીવાર પછી અલકને વળાવી. તેણે નવી દુનિયામાં પ્રવેશ કર્યો.



ટાઇટલ પેજ એડવર્ડ પ્રેસમાં છાપ્યું.